“ વિચારપુષ્પમાળા.”–પુ. ૧૩–૧૪ મું.

# सुशिक्षित स्त्री

અથવા

## બાળકોના ગૃહશિક્ષણનો ઉત્તમ આદર્શ.

લેખક

સૌ. પ્રસન્નગૌરી મુકુન્દરામ મહેતા,

સુરત.

પ્રકાશક

જીવનલાલ અમરશી મહેતા,

સંપાદક—“ વિચારપુષ્પમાળા, ” અમદાવાદ.

કિંમત રૂ. એક.

# અર્પણપત્રિકા.

---

હિન્દુસ્તાનની માતાઓને,

એવો અપવાદ મુકવામાં આવે છે કે હિંદુસ્તાનમાં બાળ-કોને સંભાળથી ઉછેરવામાં આવતાં નથી, પરંતુ તેઓ રખડતાં, આંખડતાં તથા કુટાતાં એમની મેળે વધે છે. આ અપવાદ સકારણ છે કે નહીં તેનો વિચાર હાલ કરવાની જરૂર નથી. પણ એવો અપવાદ એક પણ વ્યક્તિને લીધે મુકાવાને અવકાશ રહે નહીં એવા હેતુથી હિન્દુસ્તાનના માતૃવર્ગને આ લઘુ પુસ્તક અર્પણ કરવાની રજા લીધી છે.

પ્રસન્નગોરી.

જીવનલાલ અ. મહેતા.

---:o:---

# અનુક્રમણિકા.

# પ્રસ્તાવના.

---

આજના સમયમાં જગતનો મંદગતિથી ચાલતો પ્રગતિનો નિયમ જ્યારે ઘણી ઝડપથી આગળ વધે છે, અને આજના વિચાર, સ્થિતિ અને આવતી કાલના વિચાર ને સ્થિતિમાં ઘણોજ તફાવત માલમ પડે છે તેવા અગત્યના સમયમાં જે પ્રજા પર હિંદુસ્તાનની ભાવી ઉન્નતિ અવલંબી રહી છે તે ભાવી પ્રજા એટલે આજનાં બાળકો તરફ દુર્લક્ષ બતાવવું કેવળ અશક્ય જ કહેવાય.

એ તો હવે સર્વગ્રાહ્ય વાત છે કે બાળકનું શરીર ન્હાનું છે, પરંતુ તેનો આત્મા મ્હોટો હોય છે. એટલે એને જે શીખવાનું છે છે તે નવું નહીં પણ જુની વાત તાજી કરવાનું છે. એને જે આવડે તે વિશેષ પરિપૂર્ણતાથી શીખે એ જોવાનું છે. સાફ સીલેટપર ચિત્ર પાડવાનું નથી, પણ આલેખાયલા ચિત્રમાં રંગ પૂરી તે મનોહર બનાવવાનું છે. આવા વિચારથીજ પાશ્ચાત્ય દેશોમાં **મોન્ટેસરી** વગેરે પદ્ધતિથી કેળવણી આપવાનો રિવાજ ચાલુ થયો છે, અને તેવો પ્રયાસ હિંદુસ્તાનમાં પણ થવો જરૂરનો છે, એની કોણ ના કહેશે ?

આવા વિચારથી જ આ પુસ્તક ગુજરાતી વાંચકવર્ગને સોંપવા ધાર્યું છે, અને આશા છે કે ભાષાન્તરકર્તાઓની બાળકોની ઉન્નતિ કરવાની આશા ઘણી પરિપૂર્ણ કરશે.

આ પુસ્તક કેટલાંક વર્ષ ઉપર આ પુસ્તકના પ્રકાશક રા. જીવનલાલ અમરશી મહેતા તરફથી "કેળવણી" માસિકમાં કકડે કકડે છપાતું હતું. પ્રથમનાં પાંચ પ્રકરણો તેમણે લખેલાં છે. જે પુસ્તકના આધારે તેમણે લખવા માંડેલું તેનો માત્ર આધાર રાખીને ગુજરાતને અનુકૂળ આવે તેવો ઘણો ફેરફાર તેમણે કરેલો જણાઈ આવે છે. તેને તે પુરૂં કરવાનો અવકાશ ન હોવાથી તેમણે અમને સોંપેલું ને અમે છઠ્ઠા પ્રકરણથી તે પુરૂં કર્યું છે.

સુરત
તા. ૨૭ જાન્યુઆરી ૧૯૧૯. } ભાષાન્તરકર્તા.

# સ્વામી વિવેકાનંદ.

## ( પંચાંકી ગદ્ય નાટક. )

મરાઠી ભાષાના પ્રસિદ્ધ લેખક શ્રીયુત અચ્યુત બલવંત કોલ્હટકર બી. એ. એલ. એલ. બી. ના લખેલા મરાઠી નાટકનો આ અનુવાદ છે. સ્વામીજીનો હિન્દુ ધર્મ પ્રતિ જે ઉચ્ચ અને ઉદાર ભાવ હતો, તેમણે અમેરિકા જઈ ત્યાં હિન્દુ ધર્મનો પ્રચાર કર્યો, ત્યાંના લોકોએ તેમની મહત્તાપર જે પ્રકાશ નાંખ્યો એ સર્વ બાબતોનું આમાં ઘણુંજ સુન્દર ચિત્ર આલેખવામાં આવ્યું છે. જાતિ—ભેદની ઉત્પતિ અને હિન્દુધર્મનું નિરૂપણ—લગભગ સ્વામીજીના જ શબ્દોમાં વાંચકને દંગ કરે છે. તેની સાથે હાસ્યરસની મનોરંજક સામગ્રી તો ભરપૂર છે. મિસ સ્વીટહાર્ટ અને વિશ્રામના આદર્શરૂપ શુદ્ધ પ્રેમનું દૃશ્ય તેટલું જ ઉત્તમ છે. કિં. રૂ. સવા.

———:○:———

## સુખશાન્તિ—વિચારણા.

આ પુસ્તક જાણીતા અંગ્રેજ ગ્રંથકાર સર જ્હૉન લબકના એક ગ્રન્થના આધારે પણ ઘણા ફેરફાર સાથે તૈયાર કરેલું છે. તેમાં સામાજિક સુખની અભિવૃદ્ધિ વિશે નીચેના વિષયોનો વિચાર દાખલા દલીલો તથા આપણા શાસ્ત્રના પ્રમાણો સાથે કરવામાં આવ્યો છે:—

પ્ર૦ ૧ લું સુખ. ૨ જું મન. ૩ જું અભિલાષા. ૪ થું સંતોષ. ૫ મું વિપત્તિ. ૬ ઠું ઔદાર્ય. ૭ મું મિત્ર અને શત્રુ. ૮ મું મન: ૯ મું વિવેકબુદ્ધિ. ૧૦ મું શાન્તિ. પ્રીન્ટીંગ સુંદર ને બાઇડીંગ પાકું મજબુત છતાં કિંમત રૂ. ૧—૦—૦ રાખી છે.

# ગુલામી વહેપાર

## દાસત્વ—પ્રથા દુઃખદર્શન. (નવલકથા)

**( પહેલો ભાગ છપાઇ ગયો છે, ને બીજો ભાગ છપાય છે. )**

થોડા વખત પહેલાં અમેરિકામાં ગુલામગીરીની દુષ્ટ પ્રથા પ્રચલિત હતી. આફ્રિકામાંથી કાફ્રી—સીદી લોકોને લાલચ આપી અથવા બળાત્કારે અમેરિકા લઇ આવી, તેઓને બકરાં અને મેંઢાંની માફક વેચી દેવામાં આવતાં હતાં. ત્યાં ગુલામો ઉપર કેવા કેવા અત્યાચાર કરવામાં આવતા હતા, તે સાંભળતાં પણ પત્થર જેવું હૃદય પિગળી જાય: ગુલામોના માલિકો પોતાના ગુલામોનો પ્રાણ લેતા તો પણ કાયદાની રૂઇએ તેઓને શિક્ષા કરવામાં આવતી નહોતી. ગુલામો ઉપર ગુજરતા આવા ભયંકર અત્યાચાર જોઇને મિસીસ એચ. બી. સ્ટો નામની એક અમેરિકન વિદુષીએ લોકો ગુલામગીરીનું ખરૂં સ્વરૂપ જાણી શકે તે માટે ' અન્કલ ટૉમ્સ કૅબીન ' ( Uncle Tom's Cabin ) નામનો એક સર્વોત્કૃષ્ટ ગ્રંથ નૉવેલ રૂપે લખ્યો એ પુસ્તક પ્રસિદ્ધ થયા પછી થોડા વખતમાંજ ઉત્તર તથા દક્ષિણ પ્રદેશના રહેવાસીઓ વચ્ચે ગુલામોને સ્વતંત્રતા આપવા માટે એક ભયંકર યુદ્ધ (Civilwar) શરૂ થયું અને તે લગભગ ચાર પાંચ વર્ષ ચાલ્યું. અન્તે ઇ. સ. ૧૮૬૫ માં ત્યાં ગુલામગીરીનો અંત આવ્યો.

આ પુસ્તકમાં વર્ણવેલી સર્વ બાબતો સાચી છે. કેટલીક તો એ વિદુષી બાઇએ પોતાની આંખોથી જોયેલી છે. એ પુસ્તક પ્રગટ થયા પછી પ્રથમ વર્ષમાં કેવળ અમેરિકામાં જ તેની ૩૧૩૦૦૦ નકલો વેચાઇ ગઈ હતી, અને ત્યાર પછી દશ વર્ષમાં તેની ઓછામાં ઓછી ૧૪૦૦ આવૃત્તિઓ નિકળી ચૂકી છે. આવી જગપ્રસિદ્ધ, **લોકપ્રિય તથા ઐતિહાસિક સત્ય બનાવોથી ભરપુર નવલકથા અવશ્ય વાંચવા લાયક છે. દરેક ભાગની કિં. રૂ. ૧-૮-૦.**

# સ્ત્રી ઉપયોગી કેટલાંક પુસ્તકો.

**સતીમંડળ** ભા. ૧-૨ સ્ત્રી પુરૂષના ધર્મ સાથે દરેકની કીં. ૨–૮–૦

**સ્ત્રીકેળવણીનો ખરો ઉપયોગ**—પતિપત્નીના પત્રવ્યવહાર રૂપે. અનુભવના લખાએલા ૭૨ પત્રો છે. ૧–૦–૦

**સુશિક્ષિત સ્ત્રી**—બાળકોની ગૃહકેળવણીનો ઉત્તમ આદર્શ. ૧–૦–૦

**ન્હાના ન્હાના રાસ**—ત્રીજી આવૃત્તિ. ન્હા. દ. કવિ કૃત. ૦–૫–૦

**રાસમન્દિર**—ગરબા–ગરબીઓ–રાસ વગેરે. ૦–૮–૦

**સત્યભામા**—(પાંચ અંકી ગદ્ય સચિત્ર નાટક.) ૧–૦–૦

**શાન્તિદા**—સૌ. સુમતી લલ્લુભાઈ કૃત નવલકથા. ૦-૧૨-૦

**નવનારી**—(સચિત્ર. પ્રાચીન નવ સતીઓનાં જીવન.) ૧–૪–૦

**ઘરસંસારનો અનુભવ**—સામાજીક નવલકથા. (છપાશે)

**સ્ત્રીઓની રંગભૂમિ**—મણિલાલ છબારામ ભટ્ટ કૃત. ૧–૮–૦

**કુળભૂષણ મહિલા**—સ્ત્રી ઉપયોગી લેખો–ચરિત્રો વગેરે. ૧–૦–૦

**સ્ત્રીઓને સન્દેશ**—ગુજરાતના જુદા જુદા વિદ્વાનોએ હિન્દુ સ્ત્રીમંડળ સમક્ષ બેસતા વર્ષે આપેલાં ભાષણો. ૧–૮–૦

**બાળઉછેર–બાળરક્ષણ**—મીસીસ ઉપાધ્યાય કૃત અને ભગિની સમાજ પત્રિકાદ્વારા છપાયેલું. ૦–૮–૦

**વિપિન**—(ચાલુ સમયનું સાંસારિક ચિત્ર–નવલકથા.) ૧–૮–૦

**તપસ્વિની**—(સતીત્વ મહત્વદર્શક નાટક.) ૦-૧૦-૦

**આર્યદેવી**—એક ન્હાની વાર્તા. ૦–૨–૦

**પુષ્પમાળા**—(ન્હાની ન્હાની પાંચ વાતો.) ૦–૪–૦

આ તથા બીજાં સારાં પુસ્તકો મળવાનું ઠેકાણું:—

**જીવનલાલ અમરશી મહેતા,**

પીરમશારોડ—**અમદાવાદ.**

# સુશિક્ષિત સ્ત્રી

અથવા

# બાળકોના ગૃહશિક્ષણનો આદર્શ.

---

## પ્રકરણ ૧ લું.

---

### ગુલાબની ગૃહસ્થિતિ.

રામકૃષ્ણ નામના એક ઊંચી કેળવણી પામેલા ગૃહસ્થ હતા. તેમને મુસાફરીનો બહુ શોખ હતો. માત્ર મનની મોજ માટે તેઓ મુસાફરી કરતા નહિ, પણ જુદા જુદા દેશ, સ્થળ, ત્યાનાં કારખાનાં, રીતરિવાજ, પ્રભુકૃત–કુદરતી દેખાવો વગેરેના નિરીક્ષણવડે જે જ્ઞાન અને શિક્ષણ મળે છે, તે મેળવવાના હેતુથી જ તેઓ મુસાફરી કરતા. મુસાફરીમાં ઘણી વખત તેઓ પોતાની સ્ત્રી સીતાને અને છોકરાને પણ સાથે રાખતા, અને મુસાફરીનો પોતાનો હેતુ પાર પડે તે પ્રમાણે તેને બધું બતાવતા. હિંદુસ્તાનની મુસાફરીમાં કલકત્તા, લખનૌ, પ્રયાગ, કાશી, દિલ્હી, આગ્રા, જયપુર, પુષ્કર, વડોદરા, આબુ, જુનાગઢ, પાલીતાણા, નાશિક, વગેરે ઘણાં શહેરો અને તીર્થસ્થાનો જોઇ તેઓ મુંબઈ ગયા. મુંબઇમાં કોટ, વિકટોરિયા ગાર્ડન, બોરીબંદર સ્ટેશન, મુંબઇબેંક, રાજાબાઈ ટાવર, ટંકશાળ, મહાલક્ષ્મી, વાલકેશ્વર, બાબુલનાથ, ચોપાટી, વૉટરવર્ક્સનું કારખાનું,

તે ઉપરનો ઝૂલતો બાગ, કોલાબાની દીવાદાંડી, એપોલો બંદર, ટાટાનું તાજમહેલ હોટેલ, વગેરે બતાવવા જેવી જગાઓ તેમજ અંધેરી પાસેની પુરાતની ભવ્ય ગુફાઓ પોતાનાં સ્ત્રીપુત્રને બતાવી. આ સર્વ જોતાં **સીતાને** બહુ આશ્ચર્ય સાથે આનંદ થયો ને જે પ્રજાના સંસર્ગથી અહીં આવું જોવા જાણવાનું મળે છે, તે પ્રજાનો દેશ નજરે જોવાની ઇચ્છા **સીતાને** થઇ. રામકૃષ્ણે સ્ત્રીની ઇચ્છાનુસાર ઇંગ્લંડના પ્રવાસે જવાનો નિશ્ચય કર્યો. સ્ટીમરમાં બેઠાં. સ્ટીમર થોડેક ગઇ એટલામાં ખરાબે લાધી જવાથી ભુકે ભુકા થઈ પડી. સામેથી આવતી સ્ટીમરના કપ્તાનના જાણવામાં આવતાં તેણે હોડીઓ મૂકી બુડતી સ્ટીમરમાંનાં માણસોને બચાવી લેવાની તજવીજ કરી. **સીતાને** હોડીમાં ઉતારી ને તે સામેની સ્ટીમરમાં જઇ શકી; પરંતુ રામકૃષ્ણ ને તેનો દીકરો ગભરાએલાં માણસોની ગરબડને લીધે ઉતરી શક્યા નહિ. બોટમાં પાણી ધોધબંધ ભરાવા લાગ્યું તેથી હોડીઓ ફરી તેની પાસે જઇ જ શકી નહિ. **સીતાએ** ખારવાને ભારે ઇનામની આશા આપી પણ કોઇએ ત્યાં જવાની હીંમત કરી નહિ. બુડતી બોટ પવનથી ખેંચાતી ચાલી, ને પછી તેનું શું થયું તે જણાયું નહિ. સામેની બોટના કપ્તાને પોતાની બોટ હંકારી ને તે મુંબઇના બારામાં આવી પહોંચી. આ પ્રમાણે બિચારી **સીતા** ઉપર એકાએક દુઃખનું વાદળ તૂટી પડયું. તેના દુઃખનો પાર રહ્યો નહિ. શું કરવું ને ક્યાં જવું એ મોટી ચિંતા તેને થઇ પડી. છેવટે તેને એક વિચાર સુઝયો. સુરતમાં તેની એક બહેનપણી રહેતી હતી તેને ત્યાં થોડા દિવસ માટે જવાનો ને પછી આગળની વ્યવસ્થા કરવાનો નિશ્ચય કરી, તે આગગાડીમાં બેસી સુરત તરફ રવાના થઇ.

તેની બહેનપણીનું નામ ગુલાબ હતું. તે કેટલાંક વર્ષથી વિધવા

થઈ હતી. તેની મીલકત અને પેદાશ સારી હતી. તે સ્વભાવે સારી હતી; પરંતુ તેના પતિના રંગીલા સ્વભાવનો પાસ તેને ઘણે અંશે લાગ્યો હતો. તેને સુશીલ સ્ત્રીઓનો સહવાસ બહુ થોડો હતો. તેને કાંઇ પણ રીતે કમીપણું નહોતું, તેમ કોઇ પ્રકારનો પ્રતિબંધ નહોતો, તેથી તે પોતાનો બધો વખત ઘરમાં અથવા બહાર સ્વચ્છંદે કાઢતી. નાવાધોવામાં, મળવાહળવામાં, ગામગપાટા મારવામાં, સોગટાંબાજી રમવામાં કે મનોરંજન માટે વાર્તાનાં પુસ્તકો વાંચવામાં તેનો આખો દિવસ જતો. તેને જાતના સુધારાનો કે પોતાનાં છોકરાંને સારૂં શિક્ષણ આપવાનો વિચાર કરવાનો અવકાશ જ મળતો નહોતો. જે સ્ત્રીનો બધો વખત એ પ્રમાણે જાય તે પોતાનાં છોકરાંની સંભાળ રાખી શકે જ કેવી રીતે? પરંતુ પુરૂષ કે સ્ત્રી પોતે સ્વચ્છંદી હોવા છતાં પોતાનાં છોકરાં તેવાં થાય એવું કોઇ ઇચ્છતું નથી.

ગુલાબને કાશી અને કમળા નામની બે દીકરીઓ અને નટવર નામનો એક દીકરો એમ ત્રણ સંતાન હતાં. કાશી ૧૨ વર્ષની, કમળા ૧૦ વર્ષની અને નટવર ૮ વર્ષનો હતો. કાશી દેખાવે તેજસ્વી ને હોંશિયાર હતી. તે થોડું ઘણું અંગ્રેજી અને તેની બાની પસંદગી પ્રમાણે સંગીતની ઢબે કવિતાઓ ગાતાં શીખી હતી. તે ઇતિહાસના બનાવોની સાલો તડાકાબંધ મોઢે કહેતી, તે સાંભળી તેની બા વગેરે રાજી થતાં. કમળા દેખાવે ગરીબ હતી ને ઠોઠ ગણાતી. તેને પોતાને પણ તેમજ લાગતું. નટવર અડપલો ને તોફાની હતો. ઘરમાંનાં માણસો જોડે કે પાડોસનાં છોકરાં જોડે તેને વઢવાડ ન થાય એવો દિવસ ભાગ્યે જ જતો. તે સ્વભાવે હઠીલો હતો, અને વળી મોઢે ચઢાવેલો તેથી તોછડો પણ તેવો જ થયો હતો. આ છોકરાને ભણાવવા ગુલાબે એક માસ્તર રાખ્યો હતો. તે એક કલાક

આવતો; પરંતુ તેને ત્રણ ઠેકાણે ભણાવવા જવાનું હોવાથી તેનું ચિત્ત ભણાવવા કરતાં ઘડીઆળ તરફ વધારે રહેતું. વળી અહીં તો કોઇ પૂછનાર કે જોનાર ન મળે એટલે વિશેષ ફીકર પણ રહેતી નહિ. થોડો વખત આવ્યો ન આવ્યો કરી ચાલતી પકડે તો છોકરાં રાજી થાય કે છુટયાં; અને માસ્તર સમજે કે ફેરામાં છ આના રળ્યા! સીતા ગુલાબને ઘેર આવી ત્યારે તેની ગૃહસ્થિતિ આ પ્રમાણે હતી.

## પ્રકરણ ૨ જું.

### ગૃહશિક્ષણનો શરૂઆતનો પાયો.

ગુલાબની ગૃહસ્થિતિનું અવલોકન **સીતા**એ થોડા જ દિવસમાં કરી લીધું. તેના મનમાં આવ્યું કે બેઠાં બેઠાં ખાવા કરતાં આ છોકરાંને શીખવવાનું હાથમાં લેવું એ ઠીક પડશે. એથી ગુલાબને સંતોષ થશે ને આપણો વખત પણ સારી રીતે જશે. **સીતા** કેળવાયેલી અને નામ પ્રમાણે જ ગુણવાળી છે, એ ગુલાબ સારી પેઠે જાણતી હતી. આઠ દશ દિવસ પછી એક દિવસે ગુલાબે છોકરાંના શિક્ષણ વિષેની વાત **સીતા** પાસે કાઢી. **સીતા**ને તો તે જોઇતું જ હતું એટલે તેણે ઘણી ખુશીથી માથે લીધું. આ પ્રસંગે કાશી અને કમળા પાસે જ બેઠી હતી; અને તે નટવર ચાબુક વડે રમતો હતો. તેને **સીતા**એ 'નટવર' એમ સ્નેહભર્યા સાદે બોલાવ્યો. તેને ઘરમાં 'નટુ' એ ટુંકા નામે જ સૌ બોલાવતાં. એક બે વખત બોલાવતાં તો તે કોઇ પાસે જતો નહિ કે જવાબ આપતો નહિ. પણ **સીતા**ની સ્નેહ-

ભરી વાણી સાંભળતાં તે એકદમ તેની તરફ વળ્યો અને બોલ્યો, "તમે મને ભણાવશો? મને ભણાવશો? મને બહુ વખત સુધી બેસાડી તો નહિ રાખોને?"

ગુલાબે માસ્તરને રજા આપી છોકરાંના શિક્ષણની જવાબદારી સીતાને માથે નાંખી. સીતાને ગુજરાતી ઉપરાંત સંસ્કૃત તેમજ અંગ્રેજી ભાષાનું જ્ઞાન ઠીક હતું. તે તેણે પરણ્યા પછી પોતાના પતિ પાસેથી મેળવ્યું હતું. વળી મહેમાનની આગતાસ્વાગતા કરવી, કરકસરથી ઘર ચલાવવું, સગાંવહાલાં અને ઈષ્ટ મિત્રની સાથે પ્રીતિથી વર્તવું, તેમજ ખાસ પ્રસંગે તેમની ખબર અંતર કાઢવી, બાળકોની યોગ્ય પ્રકારે સંભાળ રાખવી, જેવો પ્રસંગ આવે તેવી રીતે વર્તવું, વગેરે સ્ત્રીઓને આવશ્યક બાબતોનું શિક્ષણ તેને મળેલું હોવાથી, અને તે પ્રમાણે તે વર્તતી હોવાથી સર્વને પ્રિય લાગતી. તેના આ જ ગુણને લીધે આ નવી સ્થિતિમાં દિવસો કાઢવાનું તેને બહુ મુશ્કેલ લાગ્યું નહિ.

કવિતા, અંગ્રેજી વાક્યો અને ઇતિહાસની સાલો વગેરે મોઢે કરેલું સીતામાશીને, ક્યારે સંભળાવું અને ઊનનાં ગુંથેલાં જાતજાતનાં ફૂલ વગેરે ક્યારે બતાવું એવું કાશીના મનમાં થઇ રહ્યું હતું. એક વખતે તેને દીવાનખાનામાં એકલી બેઠેલી જેઇ કાશીએ પોતાનો જ્ઞાનભંડાર તેની આગળ ઉઘાડયો. સીતાએ તે સર્વ શાંત રીતે સાંભળી લીધું. સીતાને નવાઇ ન લાગી તેથી કાશીને આશ્ચર્ય થયું; પરંતુ તે વખતે તે કાંઇ બોલી નહિ.

એક દિવસ કાશી સીતા પાસે મુસલમાની રાજાઓ, મોગલ બાદશાહો અને ગવરનર જનરલોએ હિંદુસ્તાનમાં ક્યાંથી ક્યાં સુધી અમલ કર્યો, અને કયી કયી સાલમાં મોટી લડાઇઓ થઇ તે બધું અનુક્રમે મોઢે બોલી ગઈ. આગગાડી, તાર, છાપખાનાં, વગેરે આ

દેશમાં પહેલવહેલાં કયી સાલમાં દાખલ થયાં તે પણ તડાકાયંત્ર બોલી. પછી **સીતા**ને કહ્યું, "માશીબા, આ પ્રમાણે તમે સાલો કહી બતાવતાં કે? હું મોઢે આ બોલું છું તે સાંભળી માણસો મોઢામાં આંગળીઓ ઘાલે છે!"

**સીતા**એ કહ્યું, "હું તારા જેવડી હતી ત્યારે મને આ સાલોની ખબરે નહોતી, એટલુંજ નહિ પણ હજી પણ હું કેટલીક જાણતી નથી."

કાશીએ પૂછ્યું, "ત્યારે શું એ બધું નિરૂપયોગી છે?"

**સીતા**—"માત્ર સાલ અને નામ મોઢે કરવાથી કાંઇ લાભ હોય એમ મને લાગતું નથી. પરંતુ એ વાત લક્ષમાં રાખવી જોઇએ કે અમુક બાબત ઉપયોગી કે નિરૂપયોગી ગણવી એ તેનો ઉપયોગ કરનાર ઉપર અવલંબી રહે છે. છાપખાનાં વગેરે આપણા દેશમાં ક્યારે શરૂ થયાં તે તેં કહ્યું, પરંતુ તે શરૂ થયાને ઘણાં વર્ષો થઇ ગયાં તોપણ તેને ઉપયોગી કાગળ આ દેશમાં તેનાં સાધનો ઘણાં હોવા છતાં, જોઇએ તેવા બનતા નથી. બે ત્રણ કાગળની મીલો થઇ છે, પરંતુ તેમાં વિલાયતથી આવે છે તેવા ઉત્તમ કાગળ બનતાં હજી કેટલાં વર્ષો જશે એ કહી શકાતું નથી. બીજું એ કે એ સ્વભાષાના ગ્રન્થોમાં ભાષાન્તરો અને સાધારણ ગ્રન્થો કરતાં વધારે આગળ આપણે ગયા નથી. વિદ્વાનોએ સ્વતંત્ર રીતે લખેલા ગ્રન્થો તો ગણ્યાગાંઠ્યા જ નજરે પડે છે. આ ઉપરથી સુધારો બહુ ધીમે ધીમે થાય છે અને સ્વભાષા વિષે વિદ્વાનોની અનાસ્થા છે, એમ સ્પષ્ટપણે જણાય છે. મીલો અને આગગાડી શરૂ થયાને ઘણાં વર્ષો થઇ ગયાં, પરંતુ તે હજી આપણે આપણી સંપૂર્ણ જવાબદારીથી ચલાવી શકતાં નથી; અને જાડાં કાપડ સિવાય જોઇએ તેવું ઊંચી જાતનું કાપડ પણ તૈયાર થતું નથી. તેમજ કારખાનાં કાઢવા અને તે ચલાવવા માટે જે શિક્ષણની જરૂર છે તે

પણ હજી મળ્યું નથી. આ ઉપરથી મહત્વની બાબતો માટે આપણા લોકોને હજી ઘણી મુદત પરદેશો ઉપર આધાર રાખવો પડશે; અને લોકોમાં સ્વપરાક્રમાવલંબનના અભાવનો સાધારણ દોષ હજી ઘણે અંશે કાયમ છે, એમ સ્પષ્ટ જણાય છે. આવી બાબતો સમજવા માટે સાલોનો ઉપયોગ છે. ઇતિહાસ વિષે તને જે કહ્યું તે જ ભૂગોળ વિષે પણ સમજવું. તું જ સાત વર્ષ થયાં ભણે છે; પરંતુ ભૂગોળમાંનાં કે ઇતિહાસમાંનાં પાંચ પચાસ નામ અને સાલો તને મોઢે આવડે છે, અથવા એવા જ પ્રકારનું ઉપર ઉપરનું શિક્ષણ મળ્યું છે; એથી વિશેષ કાંઇ આવડતું નથી એ તો તને પણ સમજાશે."

કાશીએ કહ્યું, "હું આજ સુધી ઇતિહાસ ભૂગોળમાંનાં નામ, સાલો અને કવિતાઓ મોઢે કરતી હતી; પરંતુ તમે કહ્યું તે પ્રમાણે તે આવડે તો ઠીક ખરૂં."

કાશીના મનમાં નવીન વિચારની થોડી પ્રેરણા થયેલી જોઈ સીતા સ્વસ્થ રહી. કારણ તે સમજતી હતી કે જે જાતે હોંશિયાર હોય તેને ફક્ત વિચારની દિશા બતાવીને જાતે જ પ્રયત્ન કરવા દેવો; છેક નાનાં છોકરાંની પેઠે પાસે બેસાડીને કામ કરાવવું નહિ.

કમળાને સૌ 'ઢ' જેવી ગણતા ને તેથી તેને કાંઇ કરવાની હોંશ થતી નહોતી. દિવસનો ઘણો ભાગ લુગડાં પહેરવામાં, ઢીંગલીને શણગારી રમાડવામાં, કુકા રમવામાં અને તેવી જ રમતમાં જતો. ભણવા કે કાંઇક ઉદ્યોગ કરવા તરફ તેનું લક્ષ બહુ ઓછું રહેતું.

એક દિવસે સીતાએ તેને પોતાની હકીકત કહેતાં પોતાની એક દીકરીના મરણની વાત કહી. તેની અસર કમળાના મન પર બહુ થઇ. કમળાએ તેનું મોઢું, નાક, આંખ, રૂપ, રંગ વગેરે સંબંધી બધી માહિતી પૂછી. સીતાએ તેના સર્વ પ્રશ્નોના જવાબ આપ્યા.

તે સાંભળી કમળાએ કહ્યું, "તમારી ગોદાવરી કેવી હશે એ હું હવે બરાબર સમજી."

સીતાએ ઉંડા નિસાસો નાખી કહ્યું, "બહેન, બે ચાર બાઇઓ એકઠી થાય એટલે રૂપ, રંગ, દરદાગીના, લુગડાંલત્તાં ઉપર જ વાતો થાય છે, અને તે ઉપરથી જ એક બીજીની પરીક્ષા કરે છે, પણ મનના ગુણ અને આચરણ તરફ તેમનું લક્ષ બહુજ થોડું હોય છે, એથી જેવી પરીક્ષા થવી જોઇએ તેવી થતી નથી. કારણ સુંદર હોવું એ આપણા હાથની વાત નથી. હું તો ગોદુના ગુણ વિષે કહું છું."

આટલું બોલતાં સીતાની આંખોમાં પાણી ભરાઇ આવ્યું. તે જોઇ કમળા બોલી, "માશીબા, હું તમને હવે કાંઇ નહિ પૂછું."

સીતાએ કહ્યું, "કમળા, તું મને ગમે તેટલા પ્રશ્ન પૂછ. મારી ગોદુ વિષે તું જે પૂછીશ તે બધું હું તને કહીશ."

કમળા—"ગોદુને હું વધારે વહાલી લાગત કે કાશીબહેન?"

સીતાએ જવાબ આપ્યો, "તેને તું અને કાશી બન્ને સરખી જ વહાલી લાગત. કુટુંબમાં એક ઉપર ઓછી ને બીજી ઉપર વધારે પ્રીતિ કરવી એ બહુ ખરાબ કહેવાય. પ્રીતિ માટે બાળકોમાં તાણાતાણ થાય તેના પરિણામે એક બીજામાં દ્વેષ ઉત્પન્ન થાય છે. આવું કરવું એ ખોટું છે એમ ગોદુ સારી પેઠે સમજતી હતી."

કમળા—"માશીબા, તમારી ગોદાવરી જીવતી હોત તો અમારે બેનપણાં થાત ખરૂં કે? પણ મને લાગે છે કે મારી બહેન ઘણી હોંશિયાર છે, મને તો કાંઈ આવડતું નથી; એટલે તેની સાથે ગોદુને વધારે બેનપણાં થાત."

સીતાએ કહ્યું, "કમુ, પોતાને કાંઈ આવડતું નથી એવું તને લાગે છે તો તને ઘણું આવડે છે એમ હું સમજું છું. કારણ પોતાને

કાંઇ આવડતું નથી એમ જેને લાગે તે જલદી સુધરવાનો સંભવ છે; પરંતુ પોતાને બધું આવડે છે એવું જેને લાગે છે તે સુધરવું મુશ્કેલ થઇ પડે છે. એક વખતે ગ્રીસના પ્રસિદ્ધ તત્વવેત્તા સોક્રેટિસ પાસે જઈ કેટલાક લોકોએ કહ્યું કે, 'તમે પોતાને અજ્ઞાન સમજો છો, પરંતુ તમે સર્વ કરતાં વધારે સમજુ છો એવું દેવોનું કહેવું છે, એનો અર્થ શું?' આના જવાબમાં સોક્રેટિસે કહ્યું કે 'બીજા લોકો પોતાને સર્વજ્ઞ સમજે છે તેમ હું મને પોતાને સર્વજ્ઞ સમજતો નથી, એ ઉપરથી તેમનામાં સુધારા થવાનો સંભવ ઓછો છે, એવો ભાવાર્થ દેવોના કહેવાનો હોવો જોઇએ."

કમળાએ આતુર થઇ પૂછ્યું, "ત્યારે મને કાંઈ આવડશે એમ તમને લાગે છે ખરૂં?"

સીતાએ કહ્યું, "લાગે છે એમ શામાટે પૂછે છે? મારી પાકી ખાત્રી છે કે તું પ્રયત્ન કરીશ તો તને બધું આવડશે."

કમળા—"તમે કહો છો એ ખરૂં, પરંતુ તમારી ગોદાવરી જેવી હોંશિયાર અને સુશીલ હું થઇશ એમ તો મને લાગતું નથી. એ તો ઠીક; પણ માશીબા, ગોદુ મારા જેવડી હતી ત્યારે શું શું કામ કરતી હતી અને કયી ચોપડી વાંચતી હતી?"

સીતા—"એ સર્વ હું તને કાલે કહીશ. ચિત્રોનું પુસ્તક બતાવવાનું મેં નટુને કહ્યું છે તેથી તે મારી વાટ જોતો હશે."

આ પ્રમાણે પોતાની હોંશિયારી વિષેની કાશીની ગાંડી સમજનું તેને ભાન કરાવી તેના મનને નવો માર્ગ બતાવ્યા પછી અને કમળાના મનમાં પોતાને કાંઇક આવડશે એવી આશા ઉત્પન્ન કર્યા પછી સીતા નટવરને ચિત્રો બતાવવા માટે ચિત્રપોથી લેવા ગઈ. તે કબાટમાંથી ચિત્રપોથી કાઢતી હતી એટલામાં અધીરો થએલો નટવર દોડતો

આવ્યો અને ચિત્રોની ચોપડી બતાવવા **સીતા**નું લુગડું ખેંચતો કહેવા લાગ્યો. તેની પુસ્તકની માગણી આ પહેલી જ હતી.

**સીતા**એ તેના શરીર ઉપર હાથ ફેરવી તેને પોતાની પાસે બેસાડ્યો અને કેટલાંક ચિત્રો બતાવ્યાં. તે જાણતી જ હતી કે નાનાં બાળકોને ઙ, ચ, છ, ઝ, ક્ષ, ત્ર વગેરે અક્ષરો લખતાં ને બોલતાં શીખવી તેમના મનને શરૂઆતમાં જ કંટાળો ઉત્પત્ન થાય એમ કરવું એ ડહાપણભરેલું નથી. ચાર છ મહિના મોડું લખતાં વાંચતાં શીખે તો હરકત નહિ, એટલું જ નહિ પણ, તેથી કાંઇ નુકસાન નથી; પરંતુ પ્રથમ એ તરફ બાળકોને પ્રેમભાવ ઉત્પન્ન કરવો એ જ મહત્વનું છે.

---

## પ્રકરણ ૩ જું.

---

### ગૃહશિક્ષણની શરૂઆત.

બાળકોને ગમ્મત સાથે સહેજસાજ બોધ થાય એવી વસ્તુઓ પહેલાં આપવી એ સારૂં, એમ ધારી **સીતા**એ તેવી કેટલીક ચીજો ખરીદ કરવાનો વિચાર કર્યો. ગુલાબને જો કે જાતે શીખવવાનો કંટાળો હતો તોપણ પોતાનાં છોકરાં લખતાં વાંચતાં શીખે ને હોંશિયાર થાય એવી તેની ઇચ્છા ઘણી હતી. તે માટે જોઇતું ખર્ચ કરવાને પણ તે તૈયાર હતી. ગુલાબની આટલા પૂરતી અનુકૂળ વૃત્તિ જોઇ **સીતા**એ શરૂઆતમાં કેટલાંક ચિત્રવાળાં તેમજ પુસ્તકો વેચાતાં આણ્યાં. બાળકોને નવાં નવાં ચિત્રો જોવાની અને પાનાંવડે રમવાની ઘણી હોંસ હોય છે.

જે જનાવર, પક્ષી અથવા ઝાડ બાળકોના જોવામાં વખતો વખત

આવે છે અથવા થોડા પ્રયાસે બતાવી શકાય છે, તેનાં ચિત્રો **સીતા**એ મેળવ્યાં. એ શેનાં છે તે તે ઉપર મોટા અક્ષરે લખેલું હતું. તેમજ મુખ્ય મુખ્ય ભાગો પણ અક્ષરથી બતાવેલા હતા. **નટવર**ને આ ચિત્રો અને પાનાં જોવામાં ગમ્મત પડવા લાગી, ને જ્યારે ત્યારે ચિત્રોનાં પાનાં લઇ પોતે જ ફેરવતો બેસવા લાગ્યો. આથી હમેશાં શેંકડો વખત અક્ષરો તેના જોવામાં આવવા લાગ્યા, ને તેથી તેમાંના કોઇક કોઇક તો તે થોડા જ દિવસમાં ઓળખવા પણ લાગ્યો. જે અક્ષરો તેને નહોતા આવડતા તે મોટા લખીને **સીતા** ભીંત ઉપર ચોઢી રાખતી. આ પ્રમાણે કેટલાક દિવસ ગયા પછી છાપખાનામાં રજા હતી તે દિવસે **સીતા** ત્રણે બાળકોને છાપખાનું બતાવવા લઇ ગઇ. તે જોતાં **નટવર**ને તો મોટું કૌતુક લાગ્યું. વચ્ચે ચોકમાં કેટલાક ગોઠવેલા ને કેટલાક છૂટા ટાઇપ પડ્યા હતા. તેમાંના કેટલાક લઇ **નટવર**ને ખીસામાં નાખતાં જોઇ **સીતા**એ કહ્યું, "નટવર, તું ગાંડો છે કે શું ? બીજાની વસ્તુ પૂછ્યા વગર લેવી એ સારૂં ન કહેવાય."

'આ શું છે ?' એમ **નટવરે** પૂછ્યું એટલે **સીતા**એ એ લોઢાના ખીલા જેવા દેખાતા ટાઇપોનો ઉપયોગ શો છે તે સમજાવ્યું. ત્યારે **નટવર** બોલ્યો, "માશીમા, મને આ લઇ આપશો ?"

**સીતા**એ તે લઇ આપવાનું કબૂલ કર્યું. બીજે દિવસે **નટવરે** તે વાત યાદ કરવાથી **સીતા**એ ત્રણેને એક દુકાને લઇ ગઈ. આ દુકાનમાં બાળકોની જુદી જુદી રમતો, નાનાં નાનાં યંત્રો, હથિયારો, ચિત્રો, બીબાં, વગેરે વેચાતું હતું. તે વસ્તુઓ દેખાવમાં સુંદર હોઇ ઓછી કિંમતમાં મળે તેવી અને ઉપયોગી હતી. **નટવર** અને **કમળા** આખી દુકાનમાં ફર્યાં, પરંતુ તેમને ગમતી એક ચીજ તેમની નજરે ન પડી. તેથી **નટવરે** કહ્યું, "કમુ, મને તો અહીં કાંઇ ગમ્મત પડતી નથી.

ચાબુક ન મળે, ફરફરિયું ન મળે, વાંદરો ન મળે, મોટર ગાડી ન મળે, કાંઇ જ નથી!"

કમળાએ કહ્યું, "આ બધું નકામું ભર્યું છે. પૂતળી, ચૂલો કે ઘંટીએ નથી. પેલા મેળામાં કેવાં સરસ રમકડાં હતાં! અહીં તો કાંઇ નથી. આ હથીઆરને શું કરે? માશીબા કહેતાં હતાં કે 'ગમ્મત પડશે' તેથી હું આવી; પણ અહીં તો કાંઇ જ ન મળે."

આ પ્રકારે દુકાનમાંના માલ ઉપર બાળકોએ યથેચ્છ ટીકા કરી. સીતાએ એ બધું સાંભળ્યું, પણ ન સાંભળ્યા જેવું કર્યું એટલામાં એક ગાડી નટવરની નજરે પડી. તે જોઈ તે એકદમ ખુશી થઇ ગયો અને પોતે જ ઘોડો બની ગાડી દોડાવવા લાગ્યો. સીતાએ તે તેને લઇ આપી અને નાના મોટા અક્ષરના કેટલાક ટાઈપ પણ વેચાતા લીધા. કમળા માટે સીવવાનો નાનો સંચો, દોરા અને સોયો લીધી. તે એવા હેતુથી કે શીવણકળાનો તેને ભાવ થાય. આ કળા સ્ત્રીઓને ઘણી અગત્યની છે. આ કળાનું શિક્ષણ નાનપણમાં કન્યાઓને મળે તો મોટપણે વ્યવહારમાં ઘણું ઉપયોગી થઇ પડે એવી સીતાની અનુભવથી ખાત્રી થઇ હતી. નટવર અને કમળાને માટે આ બધું લીધેલું જોઇ કાશી બોલી, "માશીબા, મારે માટે કાંઇજ નહિ લ્યો?"

કાશીને ચિત્રો કાઢવાનું વધારે પસંદ હતું તેથી તેને સારૂ નકશા, ચિત્રો અને ચિત્રકળાના શિક્ષણ માટેનાં ઉપયોગી સર્વ સાધનો ખરીદ કર્યાં અને તે નોકરની સાથે ઘેર મોકલી આપવાનું દુકાનદારને કહ્યું. આ ચાલે છે એટલામાં મને આ જોઇએ, મારે આ ખાવું છે, એવી નટવરની બૂમ કાને પડી. તે સાંભળી કાશી બોલી, "માશીબા, જુઓ પેલો નટુ દુકાનના માણસ સાથે તોફાન કરી તેના હાથમાંથી કાંઈ આંચકી લેવાનું કરે છે."

એ જોઇ સીતા તેની પાસે ગઇ. નટવર ટમેટાનાં બી ખાવા માગતો હતો એમ તેને જણાયું; તેનો હાથ ધરી કહ્યું, "બાપુ, એ તો બી છે, તે ખવાય નહિ પણ જમીન ખોદીને તેમાં વાવીએ તો તેનાં સારાં ફળ થાય છે. ખાવાથી તો ઉલટું ખરાબ લાગે છે; તારે જોઇએ તો ખાઇ જો."

નટવરે તુરત જ મોંઢામાં નાખ્યું અને મોઢું બગાડી થુ થુ કરવા લાગ્યો ને રીસે ભરાઇ પગ પછાડતો કહેવા લાગ્યો, "માશીબા, તમે આ નહિ, તે નહિ, એમ કરો મને કાંઇ જ લઈ આપતાં નથી; ત્યારે હવે મારે કાંઇ જ નથી જોઇતું."

સીતાએ નટવરને સમજાવી ટમેટાનાં બી, એક નાની કોદાળી, પાવડો અને ઝારી વેચાતાં લીધાં. બાળકો જે જે ચમત્કારિક વસ્તુઓ જુએ તે બધી માગે છે, એવો સાધારણ નિયમ છે. તે પ્રમાણે છોકરાંઓએ અનેક વસ્તુઓની માગણી કરી, પરંતુ વધારે લેવાનું સીતાને વાજબી લાગ્યું નહિ; કારણ બાળકોની મરજી પ્રમાણેની ઘણી વસ્તુઓ લઈ આપી તેમનો પ્રેમ સંપાદન કરવો એ બરાબર નથી. વળી નવી નવી ઘણી વસ્તુઓ લઇ આપવા છતાં બાળકોની તૃપ્તિ ન થતાં તેઓ બીજી વસ્તુઓ માગ્યા વગર ન રહે, એ બાળકોનો સ્વભાવ તે સમજતી હતી. બાળકોમાં ઉદ્યોગપ્રિયતા ઉત્પન્ન થાય અને સ્વતંત્ર તથા ઉપયુક્ત કામ કરવા તરફ તેમનું વલણ થાય, એ તેનો મુખ્ય હેતુ હતો. આ હેતુ અને બાળકોનાં મનની સ્થિતિ તરફ લક્ષ રાખી તેણે કેટલીક વસ્તુઓ ખરીદ કરી હતી. નટવર કાંઈ ચમત્કારિક કે ખાવાની ચીજ માગે તો તેને કોઈ લઇ આપતું નહિ, એટલું જ નહિ, પણ ઉલટા તેને દબાવતા; એથી તે કોઇ દિવસ હઠ કરીને ને કોઇ દિવસ ચોરીને લેતો. પરંતુ આજ તેણે માગેલી કેટલીક વસ્તુઓ સીતાએ

લઇ આપી તેથી તે બહુ ખુશી થયો. તેણે સીતાનો હાથ ઝાલી પાસે એક સ્ટુલ પડયું હતું તે બતાવી કહ્યું, "માશીબા, તમે આ ઉપર થોડો વખત બેસો. હું આખી દુકાન જોઇ આવું છું."

કાશીની દૃષ્ટિએ 'ઇસપનીતિ' અને 'બાળમિત્ર' નાં પુસ્તકો પડયાં. તે જોતાં સીતાને તેણે કહ્યું, "માશીબા, આ વાર્ત્તાનાં પુસ્તકો તમને નહિ ગમે એમ મને લાગે છે."

સીતાએ જવાબ આપ્યો, "માત્ર નામ ઉપરથી પુસ્તકની કિંમત કરાય નહિ. અમુક વાર્ત્તાનું કે નવલકથાનું પુસ્તક છે એટલું જ જાણી તેને ફેંકી દેવું એ સારૂં નહિ; પરંતુ તેમાંનો વિષય ઉપયોગી અને વ્યવહારને અનુકૂળ છે કે કેમ, તેમજ તેની ભાષા સરળ અને સભ્ય છે કે કેમ, વગેરે જોવું જોઇએ. આપણી ભાષામાં આવાં પુસ્તકો બહુ જ થોડાં છે. હું તમને આ પુસ્તકો લઇ આપવાની જ હતી. પણ નટુની ગરબડમાં ભૂલી ગઇ હતી. તેં ઠીક સંભાર્યું!"

એટલામાં નટવર દોડતો દોડતો આવ્યો, તે જોઇ સીતાના મનમાં થયું કે કોઇ ચીજ લેવાનું તેના મનમાં આવ્યું હશે, પરંતુ તેમ નહોતું. બહુ વાર થવાથી તેને હવે કંટાળો આવવા લાગ્યો હતો અને વળી 'ક્યારે ઘેર જાઉં ને જમીન ખોદી ટમેટાનાં બી ક્યારે વાવું' એમ તેના મનમાં થઇ રહ્યું હતું. ઘેર પહોંચતાંજ તેણે કોટ ને ટોપી ઉતારી ફેંકી દીધાં, અને ઓરડામાં તેની બા સાથે સીતા વાત કરતી ઉભી હતી તેની પાસે ગયો. ત્યાં જરા વાર ઉભો રહ્યો ને બોલ્યો, "માશીબા, બીનું પડીકું હું લેતો આવ્યો છું. પાણીની ઝારી ને કોદાળી આવી છે ને? હું જ તપાસ કરત પણ પરમ દહાડે તમે મને કહ્યું છે કે નોકર ચાકર અથવા ઘરનાં બીજાં માણસો

પાસે માગ માગ કરવું નહિ તેથી હું તમને જ પૂછવા આવ્યો.”

નટવર આટલી નમ્રતાથી કદી બોલ્યો નહોતો, તેથી તેના આજના આ વર્તનથી તેની બાને બહુ આશ્ચર્ય લાગ્યું, અને પોતાના કહેવા પ્રમાણે તે વર્ત્યો એથી **સીતા**ને આનંદ થયો. ઘરનાં માણસ ને નોકર ચાકર સાથે **નટવર**ને હમેશાં તકરાર થતી. પોતાનું કહેવું ન માને એટલે **નટવર** હઠ લઈ બેસતો. આવા પ્રસંગ વખતો વખત ન આવે અને તેની પડેલી ટેવ ધીમે ધીમે જાય તે માટે **સીતા**એ તજવીજ રાખી હતી. આ બાબત **નટવર**ને તાકીદ કરી હતી; પરંતુ તેની પાસે કબુલાત લીધી નહોતી. કેટલાંક માબાપો નાનાં બાળકો પાસે અમુક કામ ન કરવાની કબુલાતો કરાવે છે. બાળકો અજ્ઞાનતાને લીધે વચન આપવામાં જેટલાં તૈયાર હોય છે તેટલાં જ તેનો ભંગ કરવામાં પણ તૈયાર હોય છે. આથી વચનનું મહત્વ કેટલું છે એ તેમના લક્ષમાં નાનપણથી જ આવતું નથી. આમ થાય એ ભવિષ્ય માટે બહુ ખરાબ છે, એ **સીતા** સમજતી હતી. બાળકોને કાંઇ કામધંધો ન હોય એટલે રસ્તામાં રમે છે અને બીજાની સાથે તોફાન કરે છે, અથવા ઘરનાં માણસો કે નોકર ચાકર હોય તો તેમની સાથે ટંટા બખેડા કરે છે. આમ ન થાય તે માટે **સીતા**એ ગુલાબનાં ત્રણે છોકરાંઓને જુદે જુદે રસ્તે ધંધામાં વળગાડી દીધાં. નોકર ચાકર વગેરે અશિક્ષિત લોકોના સહવાસથી બાળકોને ‘હાજી હાજી’ કરાવવાની ખરાબ ટેવ પડે છે. આપણે ઘણી વાતો જાણતા નથી એ મોટાના સહવાસથી તેમના જાણવામાં આવતાં તેમની લોકાઇ ઓછી થાય છે; એ લક્ષમાં રાખી **સીતા** કાશી વગેરે બાળકોને કારણ વગર નોકર ચાકર અથવા બીજા છોકરા સાથે બહુ સહવાસ રાખવા દેતી નહોતી. તેણે બાળકોને એવા કામમાં

લગાડી દીધાં કે તેમની ઉપર પળે પળે નજર રાખવાની જરૂર ન પડતાં તેઓ શું કરે છે એ પોતાને સમજાય.

બાળકો આપવા જેવી ચીજ માગતાં તો તે તેમને તરત આપતી. આથી બાળકોને કાંઇ જોઇતું હોય તો તે પહેલાં સીતા પાસે માગતાં. નટવરે માગતાં વેંત સીતાએ તેને ઝારી, કોદાળી ને પાવડો આપ્યાં. ગુલાબના ઘરની પાછળ મોટો વાડો હતો તેમાં ઝાડ ઘણાં હતાં. એક પાણી ખેંચવાના રેંટવાળો મોટો કુવો પણ હતો, પરંતુ તેની વ્યવસ્થા માત્ર બરાબર નહોતી. જોઇએ તેટલી જમીન, કુવામાં મુબલક પાણી અને કામ કરવા નોકર ચાકર: આટલું છતાં શાક પાંદડું અને ફૂલ વગેરે વેચાતાં જ લેવાં પડતાં. પણ તેમાં નવાઈ કાંઇ નથી. ઘરના માલીકનું ઘરમાં લક્ષ ન હોય તો ચાકર માણસો પેટ ચોળીને પીડા શા માટે ઉભી કરે ?



# પ્રકરણ ૪ થું

## હોળીનાં તોફાન.

હોળીના દિવસોમાં નાનાં છોકરાં અને અજ્ઞાન માણસોની ભારે ધમાલ મચી રહે છે. આ તહેવારોના જેટલી ધમાલ બીજા કોઇ તહેવારોમાં ભાગ્યે જ જોવામાં આવે છે. દીવાળી, દસરા, રામનવમી, જન્માષ્ટમી વગેરે તહેવારોમાં અજ્ઞાનતાના પ્રદર્શનરૂપ તોફાન અને બિભત્સપણું અતિશય હોય છે. શરીરે રાખ ચોળવી, કાદવકીચડ કે છાણમાટીથી એક બીજાનાં શરીર ને લુગડાંલત્તાં ખરાબ કરી ખુશી થવું, ગુલાલ નાખી એક બીજાની આંખો આંજવામાં કૃતાર્થતા માનવી,

રસ્તે જતા આવતા લોકોનાં કપડાં ઉપર બિભત્સ છાપો મારી તેમને હેરાન કરવા; લોકોનાં છાણાં લાકડાં ચોરી લાવી હોળીમાં હોમી દેવામાં પરાક્રમ સમજવું, અપશબ્દના ઉચ્ચારણની મોટેથી પારાયણો કરી જીભને વટાળવામાં આનંદ માનવો: વગેરે જંગલી માણસોને પણ ન શોભે તેવાં આચરણ આ તહેવારોમાં આનંદપૂર્વક કરવાં એ કેટલી અજ્ઞાનતા છે !

ઉપરના વિચાર સીતાના મનમાં ઘોળાયા કરતા હતા. તેમાંની ઘણીખરી બાબતો ધર્મને નામે થતી હોવાથી તેને વધારે આશ્ચર્ય લાગતું, અને હિંદુઓની માનસિક અધોગતિના વિચારથી અત્યંત ખેદ પણ થતો. વારતહેવાર ન જ કરવા કે વિશ્રાન્તિ લેવી જ નહિ એવા વિચાર તેના નહોતા. વારતહેવાર કરવા, આનન્દોત્સવ કરવો, વિશ્રાન્તિ લઇ થાકેલા શરીર તથા મનને તાજું કરવું, પરંતુ તે માટે મર્યાદા જોઇએ. શ્રાવણ માસના મેળા તેને ઘણા સારા લાગતા; કેમકે તેથી નાના મોટા સૌને જે આનંદ મળે છે, તેની અસર શરીર ને મન ઉપર પ્રત્યક્ષ ન જણાય તોપણ પરોક્ષ રીતે ઘણી સારી થાય છે. પરંતુ એ મેળાને પ્રસંગે સુરત તરફ રેકડા વગેરે દોડાવવાની મનાતી મજા તેને બીલકુલ પસંદ નહોતી. એ મજા મેળવવાની લાલસામાં બિચારૂં નાનકડું બળદીઉં ટુટી જાય કે રસ્તે જતું આવતું છોકરૂં કચરાઇ રામશરણ થઇ જાય, તેની પણ દરકાર દોડાવવાની ધૂનમાં ન રહે એ વાસ્તવિક મજા કે સાત્વિક આનંદ કહેવાય એમ તેને લાગતું નહિ. સર્વ કાંઇ રીતસર ને હદમાં થવું જોઇએ. બુદ્ધિહીન પશુની પેઠે બુદ્ધિશાળી મનુષ્યોએ પણ આચરણ કરવાં એ વાજબી નથી, મર્યાદા નથી, ને એથી મળતો આનંદ ખરો આનંદ પણ નથી.

ઉપરના વિચારો સીતાના મનમાં તાજા થવાને એક ચમત્કારિક

કારણ મળ્યું હતું. તેણે ગુલાબનાં છોકરાંને શિક્ષણ આપવાનું સ્વીકાર્યા પછી થોડા જ દિવસમાં હોળીનો તહેવાર આવ્યો. પુનમની રાત્રે આકાશ સ્વચ્છ હતું. શીતળ રૂપેરી ચાંદની સર્વત્ર પથરાઇ રહી હતી. ચકલે ચકલે ને પોળે પોળે નાની મોટી હોળીઓ સળગતી હતી. હોળીની આસપાસ છોકરા એકઠા થઇ ધાણી ચણા ને ખજૂર-ટોપરૂં ખાતા ખાતા મોટેથી બિભત્સ શબ્દોચ્ચાર કરી ખુશી થતા જણાતા હતા. કેટલાક માણસો હોળીની પૂજા કરતા હતા, કેટલાક પૂજા કરી પ્રદક્ષિણા કરતા હતા ને કેટલાક નાળિએર હોમતા હતા. કોઇ ખેડૂતો બળદને ખવરાવવા સારૂ ખીચું હોળીની ઝાળમાં કાઢતા હતા. આ પ્રમાણે સર્વત્ર ધમાલ ચાલતી હતી ને આખું ગામ ગાજી રહ્યું હતું. ગુલાબ જમી પરવારી પાડોસણને ત્યાં ગામગપાટા હાંકવા ગઇ હતી. સીતાને ગપાટા મારવાનું ગમતું નહિ એટલે તે પુસ્તક વાંચતી બેઠી હતી, ને કાશી તથા કમળા ઉંઘી ગઇ હતી. નટવર જાગતો હતો ને ઉપર નીચે થયા કરતો હતો. તેની મરજી હોળી રમવા જવાની હતી, પણ બા બહાર જવાની રાહ જોતો હતો. સીતાની ધાક હજી તેની ઉપર બહુ બેઠી નહોતી એટલે એની ફીકર તેને હતી નહિ. ગુલાબ બહાર ગઇ એટલામાં તેના ઘર આગળથી છોકરાની એક ટોળી નીકળી. છોકરાનો કલબલાટ સાંભળતાં જ નટવર નીચે દોડી ગયો. નટવરને જોતાં બધા છોકરાઓએ સાથે સામટો શંખધ્વનિ કરી તેને સલામી આપી! આ ટોળીમાં કેટલાક નટવરના સોબતીઓ પણ હતા. તેમાંના એકે તેનો હાથ ખેંચ્યો ને બીજાએ બીજા છોકરાની ઉપર ધક્કો માર્યો. પેલો છોકરો ગુસ્સે થઇ લડવા ને બાથંબાથા કરવા લાગ્યો. નટવર જાતે મસ્તીખોર હતો જ ને વળી તેની ખાધાપીધાની સંભાળ સારી રીતે રહેતી હોવાથી, તેમજ તેને કોઇની ધાક ન હોવાથી તેનું શરીર ઉંમરના પ્રમાણમાં ઘણું

મજબૂત હતું. પેલો છોકરો બાઝવા આવતાંની સાથે નટવર પણ તેની સાથે લડવા લાગ્યો. પરંતુ બીજા છોકરાઓએ વચ્ચે પડી બન્નેને છૂટા પાડ્યા, ને નટવરને સાથે ખેંચી ચાલતા થયા. "મારી બાને મેં પૂછ્યું નથી, માશી રીસે ભરાશે," એમ તેણે એક બે વાર કહ્યું, પણ સાંભળે કોણ! છોકરાઓને નટવરની બા કે માશીથી બીવાનું કારણ ન હોતું. વળી નટવરની પણ જવાની તો મરજી હતી જ, એટલે બહુ વાંધો ન લેતાં તે પણ સૌ સાથે ભળી ગયો.

છોકરાની આ ટોળી હોળીનાં દર્શન કરતી કરતી એક શેરીમાં ગઇ. ત્યાં ફરી ધીંગામસ્તી થવા લાગી. એક ગરીબ જેવા છોકરાને છોકરાઓએ મડદાની પેઠે ખભા ઉપર લીધો ને "રામ બોલો ભાઇ રામ" બોલતા નદીને રસ્તે ચાલ્યા. આ તોફાન કેટલાક છોકરાને ગમ્યું નહિ તે તેમની સાથે ગયા નહિ. એટલામાં સામી બાજુએથી બે ગધેડાં ભુંકતાં ભુંકતાં દોડતાં આવ્યાં. એક તોફાની છોકરાએ એક ગધેડાના કાન ઝાલી તેને પકડી રાખ્યું. તે જોઇ બીજા છોકરા બીજા ગધેડાને પકડવા તેની પાછળ પડ્યા. પણ ગધેડાએ પાછલે પગે અવળી લાત મારવાથી એક બે છોકરા પડી ગયા ને ગધેડું નાસી ગયું. સૌ પેલા ગધેડા પાસે ગયા. એક છોકરો ગધેડા ઉપર ચઢી બેઠો. ગળામાં જુના જોડાની માળા પહેરીને માથે સાહેબશાઇ ફાટલી ટોપી મૂકી પરણવા જતા વરરાજાની પેઠે છાતી કહાડીને બેઠો! બીજા છોકરા અપશબ્દોના શંખધ્વનિ રૂપ ગીતો ગાતા ને ગુલાલ રૂપ ધૂળ ઉડાડતા ગધેડાને દોડાવવા લાગ્યા. આ વરઘોડો ચોકે ગયા પછી એ છોકરો નીચે ઉતર્યો ને બીજાને બેસાર્યો. આ પ્રમાણે વારા ફરતી ઘણાખરા છોકરાએ સ્વારી કરી. નટવરનો વારો આવ્યો એટલે તે પણ બેઠો. બિચારૂં ગધેડું છોકરાના ત્રાસથી ત્રાસી ગયું હતું. તેની સહિષ્ણુતાની

હદ રહી નહોતી. તેણે હવે શાન્તિ છોડીને પોતાના મૂળ સ્વભાવને સંભાર્યો! નટવર પડી ગયો એટલે છોકરા હસી પડ્યા. આથી નટવર ઘણો શરમાઈ ગયો, પણ છોકરાઓએ મળી એકદમ ઉપાડીને તેને ફરી બેસાર્યો. આ પ્રમાણે મોડી રાત સુધી તોફાન કર્યાં પછી થાક્યા એટલે છોકરા પોતપોતાને ઘેર ગયા. નટવર પાછલે બારણેથી ઘરમાં જઇ છાનોમાનો સૂઇ ગયો.

ઉપરનો બનાવ ગુલાબના પતિના એક સ્નેહીના ઘર પાસે જ બનવાથી તેના જોવામાં આવ્યો, ને તેને બહુ ખરાબ લાગ્યું. બીજે દિવસે તેણે આ વાત ગુલાબને કહી. ગુલાબ તે સાંભળતાં રાતીપીળી થઇ ગઈ, પણ પેલા ગૃહસ્થની સમક્ષ નટવરને કાંઇ કહ્યું નહિ. તે ગયો કે તરત નટવરને બોલાવી એકદમ બે ચાર લપડાકો ચોડી દીધી, ને દાતણ સારૂ આણેલી બાવળની લીલી સોટીઓ નજરે પડતાં તેમાંની એક લઇ બરડામાં ત્રણ ચાર ખેંચી કાઢી. નટવર મોટેથી રડવા ને બૂમો પાડવા લાગ્યો. ગુલાબના ગુસ્સા આગળ નટવરને છોડાવવાની ઘરમાંના કોઇની હિંમત ચાલી નહિ. પણ નટવરનો રોવાનો સાદ સાંભળતાંની સાથે સીતા અંદરથી દોડી આવી, ને જુએ છે તો નટવર જમીન ઉપર પડ્યો પડ્યો રૂએ છે. પરસેવે ઝેબઝેબ થઈ ગયો છે, ને શરીર ઉપર સોટીના સોળ ઉઠી આવ્યા છે. પહેલાં તેણે નટવરને ઉઠાડી ગોદમાં લીધો ને છાતી સરસો દાબી તેને ધીમો પાડ્યો. પછી ગુલાબને કહ્યું, “આ શું બહેન ? છોકરાને આમ તે મરાતો હશે! એ તો સારૂં છે કે કાંઇ થયું નથી, નહિ તો પાંસળીમાં કે વરમમાં વાગી જાય તો છોકરાની શી વલે થાય ? જુઓ કેવી ભરોળો ઉઠી છે!”

ગુલાબનો ગુસ્સો હજી શાન્ત થયો નહોતો. તેણે ગુસ્સામાં ને

ગુસ્સામાં જ કહ્યું, "આ છોકરાનાં કામ તમે હજી જાણતાં નથી; જાણો તો આમ બોલો નહિ. આવા છોકરા કરતાં તો વાંઝીયાં સારાં! નઠારા છોકરા કરતાં તે ન હોય એ શું ખોટું? આજ ગધેડા પર બેઠો તો કાલ કોઇનું ઘર બાળશે! કોઇની ધાક જ ન મળે!"

ગુલાબને ગુસ્સો ધીમે ધીમે ઓછો થવા લાગ્યો.

ગુલાબે કાલનાં બનાવની વાત ટુંકામાં કહી તે સાંભળી સીતાને ખરાબ તો લાગ્યું, પણ તેમાં નટવરનો દોષ તેને ન લાગ્યો, એટલું જ નહિ પણ ઉલટી તેની દયા આવી. બિચારૂં અણુસમજુ બાળક દેખે તેમ કરે. મોટા મોટા માણુસો એથી વધારે ખરાબ આચરણ કરે છે તો આ અજ્ઞાન બાળકને શો દોષ દેવો? આવો વિચાર તેના મનમાં આવ્યો. તેણે કહ્યું, "તમે કહ્યું તે બિલકુલ ખોટું નથી, પણ હોળીના દિવસોમાં આપણા લોકોમાં કેટલી બધી મૂર્ખતા જોવામાં આવે છે એ તમે કદાચ જાણુતાં નહિ હો. નોકરીને લીધે અમારે ઘણી જગાએ ફરવાનું થતું. તેથી જુદા જુદા ઠેકાણુની અનેક જાતની રીતો મારા જોવામાં આવી છે. ચરોતર તરફનાં કેટલાંક ગામોમાં પડવાને દિવસે ગૃહસ્થ ગણાતા મોટા મોટા માણુસો પણ સામસામાં રોડાં, ઇંટો, નળીઆં કે પથરા ફેંકી એક બીજાનાં કપાળ ને માથાં લોહીથી રંગે છે! કાઠીયાવાડમાં ગાયકવાડના તાબાના એક શહેરમાં પડવાને દિવસે અડબંગનાથનું બિભત્સ પુતળું કરવામાં આવે છે. કહે છે કે તેની માનતાથી એક બાઇને છોકરો થયો ત્યારથી એ ગામમાં બીજને દિવસે એ છોકરાના નામનો બીજો પડવો કરવામાં આવે છે. એ વંશનો પુરૂષ ગમે ત્યાં હોય પણ એ દિવસે અડબંગનાથના દર્શન ને ગધેડાની સ્વારી કરવા તેણે ત્યાં આવવું જ જોઇએ! પાટણ પરગણામાં

પણ આવાં તોફાન બહુ થાય છે. ત્યાં હમણાં વળી સુધરેલી રીતે પ્રવેશ કર્યો છે કે કોઇ કોઇનાં પૂતળાં બનાવી બાળી મૂકવાં ને એ રીતે એનું અપમાન કરવું. દક્ષિણમાં તો વળી આપણા ગુજરાત કરતાં અતિશય વધારે અધમતા દૃષ્ટિગોચર થાય છે. ગમે તેવા સંભાવિત ગૃહસ્થે પણ હોળી પાસે બિભત્સ બોલ બોલવાં જ જોઇએ ને શંખ-ધ્વનિ કરવો જ જોઈએ! તેમ ન કરે તો હોળીનો કોપ થાય! શી મૂર્ખતા! એટલે દૂર પણ શા માટે જવું જોઇએ? આપણા ગુજરાત-માં જ છેક નિર્લજ્જ રીતે સ્ત્રી પુરૂષો હોળી રમે છે તે, કે દેવ-મંદિરોમાં ઉડતી રંગની પીચકારીઓ જોતાં તેથી પણ વધારે અધમતા નથી જણાતી? બીજે વખતે લાજ મરજાદામાં રહેવું, આધું ઓઢવું, ઊંચે સાદે બોલવું નહિ, ને આવે પ્રસંગે પોતાના શરીરનું ને લૂગડા-નું પણ ભાન રહે એ અજ્ઞાનતા નહિ તો બીજું શું? આ બધું કહેવાનો મારો હેતુ એ છે કે મોટા માણસો જ્યારે આમ કરે ત્યારે બિચારા અજ્ઞાન બાળકનો શો દોષ?"

ગુલાબે જરા શાન્ત થઇ કહ્યું, "આવાં તોફાન ઘણી જગોએ થાય છે, એ હું જાણું છું. એક વર્ષે અમદાવાદ જેવા શહેરમાં કેળ-વાએલી અને વિદ્વાન્ ગણાતી ઉંચી કોમના છોકરાઓએ બિચારા એક ગરીબ મારવાડીનું ખૂન કર્યું હતું, ને પોલિસને પણ પજવવામાં બાકી રાખી નહોતી. પણ એટલા માટે આપણાં છોકરાંને પણ તેવાં થવા દેવાં?"

**સીતા**—"ના, મારૂં એમ કહેવું નથી. મારૂં કહેવું એ છે કે આવી આવી મૂર્ખતા જ્યાં સુધી આપણા લોકોમાં ચાલે છે, ત્યાં સુધી નાનાં છોકરાં મોટાનું અનુકરણ કર્યા વગર ન રહે. તેમને સારા ખોટાની સમજણ કાંઇ થોડી જ છે! માટે તે સારૂ તેમને આમ ઝુડવા

માંડવું એ સારૂં નથી. છોકરાંને ધાક જોઇએ, ખોટું કામ ન કરે તે માટે ડર જોઈએ, એ ખરૂં; પરંતુ તેને માટે પણ હદ હોય છે, ને તે પણ યોગ્ય રીતે જ થવું જોઇએ. વળી આ કામ સારૂં કહેવાય ને આ ખોટું કહેવાય, એવી જ્યાં સુધી તેમનામાં સમજ ન હોય ત્યાં સુધી કોઇ પણ કામ માટે તેનો દોષ કેમ કહેવાય ? હા, તે સમજીને—પોતાના દોષથી જ ખરાબ કૃત્ય કરે તો તે બદલ તેને શિક્ષા કરવી જોઇએ. પણ સામાજિક સ્થિતિના દોષને લીધે છોકરાંને હાથે ખરાબ કૃત્ય થાય તો તેમાં તેમનો ખાસ દોષ ન ગણાય. ને તે માટે તેમને કુટવામાં કાંઈ અર્થ નથી.

"હોળી માટે છાણાં ને લાકડાં ચોરી લાવવાં એ સારૂં કામ છે એમ સમજી મોટા મોટા માણસો પણ તેમ કરે તો તે જોઇ છોકરાં પણ પોતાના બાલસ્વભાવ પ્રમાણે તેવું કરે એ સ્વાભાવિક છે. તેમ બિભત્સ બોલવાની અથવા તેવાં મૂર્ખતા ભરેલાં તોફાન કરવાની કેટલાક મોટી ઉંમરના માણસોને પણ હોળીના દિવસોમાં હોંશ થાય છે ને તેમને તેમાં કાંઇ ખોટું લાગતું નથી, તેથી છોકરાંને તેમ કરતા જોઈ દિલગીર થવાને બદલે તે ખુશ થાય છે. આથી છોકરાઓને ગર્ભિત રીતે તે માટે ઉત્તેજન મળે છે, ને તેથી તેમાં તેઓ વિશેષ પ્રેરાય છે. નટવરના કામ માટે મારા વિચાર પ્રમાણે તે દોષિત નથી, પણ આપણી સમાજસ્થિતિ દોષિત છે. આ સ્થિતિમાં સુધારો થાય તો આવા બનાવ બનવાના પ્રસંગો એની મળે જ ઓછા થઈ જાય. આ સ્થિતિ સુધારવા માટે લોકમતમાં ફેરફાર થવો જોઇએ. સમાજના મોટા ભાગનો મત તે જ લોકમત. હોળીમાં થતાં બિભત્સ તોફાન અટકાવવા સારૂ સખત બંદોબસ્ત કરવાની જરૂર છે. પ્રજાહિતચિંતક શ્રી સયાજીરાવ મહારાજની ઇચ્છાનુસાર અમલદાર વર્ગના બંદોબસ્તથી ગાયકવાડી

રાજ્યમાં એવાં તોફાન ઘણાં ઓછાં થઇ ગયાં છે. આવી અજ્ઞાનતા ઓછી થાય ને લોકમત સુધરે એટલા માટે વડોદરાના શ્રીમંત ગાયકવાડ સરકારે હમણાં હમણાં કેટલાક ધારા ઘડી અજમાયેશ કરવા માંડી છે. પ્રજાની અજ્ઞાનતા મટાડવા સારૂ આખા રાજ્યમાં મફત ને ફરજીયાત કેળવણી દાખલ કરી છે; બાળલગ્નનિષેધક કાયદો કરી બાળલગ્ન થતાં અટકાવવાનો પ્રયાસ આરંભ્યો છે; દેવસ્થાનોની સાર્વજનિક મિલકતનો સદુપયોગ થાય તે સારૂ પણ તેની વ્યવસ્થા અને દેખરેખને માટે કાયદો કર્યો છે. બેશક, સર્વત્ર જોવામાં આવે છે તેમ શરૂઆતમાં આવા આવા ઉપાયો ને પ્રયત્નોની સામે થનારો મોટો વર્ગ જણાય છે, ને તે સત્તાધારી વર્ગના પ્રયત્નને અનેક રીતે તોડી પાડવા પ્રયત્ન કરે છે; પરંતુ દઢતાથી તેનો અમલ થતાં થોડી જ મુદતમાં આપોઆપ એ વર્ગ પરપોટાની પેઠે હતો નહતો થઈ જાય છે સરકારી સત્તાના અમલનું આવું પરિણામ આવે છે. આપણી અંગ્રેજ સરકાર તો ધર્મ સંબંધી બાબત આવી એટલે વચ્ચે પડે જ નહિ. પરંતુ લોકમત બદલવા સૌ માણસો જ ધારે તો તે સહેજે થઇ શકે એ નિઃસંશય છે. ત્યારે નહિ પણ સૌ પોતપોતાનાં છોકરાંની સંભાળ તો રાખી શકે; ને એમ થાય તો પછી નાપસંદ તોફાન કોણ કરે ? બાળકોને વખતોવખત માર માર કરવાથી આપણો ખરો હેતુ પાર પડતો નથી, પણ ઉલટું કેટલીક વખત તેથી બાળકો નઠોર થઇ જાય છે, ને પછી તેમને મારની કશી કીમત જ રહેતી નથી. 'ઓહો એમાં શું ? મારશે એટલું જ ને!' એવી લાગણી થાય એ બહુ હાનિકર્તા નીવડે છે. એથી આપણે જે ધારતા હોઇએ તે ન જ થાય, ને કદાચ થાય તોપણ તે ક્ષણિક જ થાય. તે માટે તો સારામાં સારો ઉપાય મને એ લાગે છે કે જેથી બાળકો વૃત્તિની

ચંચળ થાય ને મૂર્ખતા ભરેલી કે ખરાબ વર્ત્તણૂક કરવાની વૃત્તિ થાય એવું તેમની નજરે જ ચઢવા દેવું ન જોઇએ. આમ થઇ શકે એમ ન હોય તો તે માટે તેમના મનમાં તિરસ્કાર ઉત્પન્ન થાય એવી રીતે તેમને સમજાવવું જોઇએ. આમ થવાથી નાપસંદ કામ કરવા તેઓ પ્રવૃત્ત નહિ થાય.

ગુલાબ—"બહેન, તમારૂં આ સમજવું ઠીક હશે; પણ મને તો લાગે છે કે છોકરાંને મારની બીક તો જોઇએ; તે વગર તે કબજે રહે જ નહિ."

સીતા—"બહેન, પણ ઘણી વાર એવું બને છે કે આપણે જે બાબત માટે છોકરાંને મારીએ કે બીક દેખાડીએ તે બાબતનો તેથી તેમના મનમાં તિરસ્કાર ન થતાં ઘણી વાર ઉલટો મારનાર વિષે જ તિરસ્કાર ઉત્પન્ન થાય છે. આમ થાય એ બહુ ખોટું. ખરાબ કે નાપસંદ બાબત વિષે તેમને તિરસ્કાર થાય ને તે સુધરે એવી આપણી ઇચ્છા હોય છે; મારનાર વિષે તિરસ્કાર થાય એવી કાંઇ હોતી નથી."

ગુલાબ—"તમારૂં આ કહેવું ખરૂં લાગે છે, પણ નાનાં છોકરાંને ખોટું લાગે ને તેથી તે સુધરે એવું મને લાગતું નથી ને મારો એવો અનુભવ પણ નથી. તમારા અનુભવમાં આવ્યું હોય તો તમે જાણો."

સીતા—"મારો અનુભવ તમારાથી ઉલટો છે. નાનાં છોકરાંને ખોટા કામ વિષે ખોટું નથી લાગતું એમ નથી. પણ એટલું જ કે ખોટા કામ બાબત તેમના મનમાં તિરસ્કાર યુક્તિપૂર્વક ઉત્પન્ન કરાવવો જોઇએ; તે કાંઇ બલાત્કારીથી થાય નહિ."

સીતાના આ કહેવાની ગુલાબને કાંઇ ખાત્રી થઇ નહિ. તોપણ ઉઘાડી રીતે તે ન જણાવતાં "તમને જે ઠીક લાગે તે ખરૂં" એમ કહી આ વાત ટુંકેથી પતાવીને તે નહાવા ગઇ.

સીતાએ છોડાવ્યો ન હોત તો પોતાને ઘણો માર પડત એ વિચારથી નટવરના મનમાં સ્વાભાવિક રીતે જ સીતા ઉપર પ્રેમભાવ ઉત્પન્ન થયો. સીતા તેને ઉપર તેડી ગઇ. નટવર છાનોમાનો તેની સાથે ગયો, ને તે આખો દિવસ શાન્ત રહ્યો. આ પ્રમાણે બે ચાર દિવસ ગયા.

આ સ્થિતિ કાયમ ટકી રહેશે એમ સીતાને લાગતું નહોતું, તેથી તે માટે કાંઇક ઉપાય કરવાનો તે વિચાર કરતી હતી. છેવટે તેને એક ઉપાય સૂઝયો ને તે અજમાવવાનો તેણે નિશ્ચય કર્યો. તેણે ત્રણ ચિત્રો કાઢયાં. એક નટવર ગધેડા ઉપર બેઠો છે ને છોકરા ગધેડાને મારતા તેની પાછળ દોડે છે એ દેખાવનું, બીજું, તે ગધેડા ઉપર બેઠો છે ને છોકરા ધૂળ ઉડાડતા તોફાન કરે છે એ દેખાવનું, અને ત્રીજું, તે ગધેડા ઉપરથી નીચે પડયો છે ને છોકરા ઉંચકી તેને ફરી બેસારવાનો પ્રયત્ન કરે છે એ દેખાવનું. આ ચિત્રો ઘરમાં જુદે જુદે ઠેકાણે લટકાવ્યાં. એક ઓસરીમાં, બીજું દીવાનખાનામાં ને ત્રીજું મેડી ઉપર. આ ચિત્ર જોતાં જ નટવરને તે બનાવનું સ્મરણ થતું. ઓસરીમાં લટકાવેલા ચિત્ર ઉપર "નટવર, ગધેડું" એમ કાશીએ લખ્યું હતું: અને કોઇ પૂછતું તો તે બધો ઇતિહાસ કહી સંભળાવતી. આથી નટવરને બહુ ખોટું લાગતું. તે કોઇક વખતે તો ઘણો ખીજાતો પણ તેનાથી કાંઇ બોલાતું નહિ. તે ખીજતો ત્યારે "અમે તને ગધેડો કાંઇ કહીએ છીએ ? 'નટુ, ગધેડું' એમ કહીએ છીએ એમાં તું ખીજાય છે શાનો ?" એમ કહેતા એટલે તે ચુપ જ થઈ જતો. આ

પ્રમાણે પોતાને ગધેડા કહે એ તેને ગમ્યું નહિ, તેથી તેણે એ ચિત્રો કાઢી નાખવા સીતાને કહ્યું. નટવરને ખરેખર ખોટું લાગે છે એમ જણાતાં સીતાએ એ ચિત્રો કાઢી લીધાં. પરંતુ કોઇ વખતે તે તોફાન અથવા હઠ કરે ત્યારે એ ચિત્રો ફરી લટકાવતી, ને તે નટવરને મોટામાં મોટી સજા જેવું લાગતું. આથી નટવરના ઉપર ઘણી જ અસર થઈ.

* * * * *

એક દિવસે ગુલાબની એક બહેનપણી તરફની કલબમાં મીજબાની ( પાર્ટી ) હતી, તેમાં ગુલાબને જરા વહેલું જવાનું હોવાથી તે તૈયાર થઇ જવાના વિચારમાં હતી. એટલામાં કમળા દોડતી દોડતી તેની પાસે આવીને કહેવા લાગી, "બા, બા, મેં આ ચોળીને બખીઓ ભર્યો છે તે જરા જોતી જા."

એટલામાં નટવર હાથમાં ઝારી લઇને દોડતો આવ્યો ને ગુલાબના રેશમી સાળુનો છેડો ઝાલી કહેવા લાગ્યો, "બા, વાડામાં ચાલ પહેલી. મેં મારે હાથે ગોડીને કેવો સરસ ક્યારો કર્યો છે! જો મારૂં શરીર કેવું લાલ ભડક થઇ ગયું છે ને હું પરસેવે નીતરી રહ્યો છું!"

હાથ પગ માટીથી ખરડાયા છે, મોઢું લાલચોળ થયું છે ને આખે શરીરે પરસેવાના રેલા ચાલી રહ્યા છે, એવું નટવરનું સ્વરૂપ જોઇ ગુલાબ જરા પાછી હઠી. કેમકે તેણે મીજબાનીમાં જવા સારૂ ભારે કીમતનો સાળુ પહેર્યો હતો. તે બોલી, "નટુ, છેટેથી વાત કર; મારો સાળુ બગડશે."

ગાડી આવ્યાનું કહેવા કાશી દીવાનખાનામાં આવી. તેના મનમાં પણ પોતાનાં ચિત્રો બાને બતાવવાનું હતું. તેનો એ ભાવ જાણી કમળાએ કહ્યું, "બહેન, ખમ. બાને પહેલાં મારૂં શીવણ જોવા દે; પછી તારાં ચિત્રો દેખાડજે."

ગુલાબ કમળાએ ભરેલો બખીઓ જોતી જરા વાર ઉભી રહી. પોતાને મોડું થાય છે કે બહેનપણીઓ વાટ જોતી હશે એનું એક ક્ષણ તેને સ્મરણ રહ્યું નહિ. પણ એટલામાં ગાડીવાળો આવીને ઉતાવળ કરવા લાગ્યો એટલે ગુલાબને યાદ આવ્યું. તેને મનમાં થયું, "હું કેવી મૂર્ખી! મોડું નથી થયું? પીરોજબાઇ ને માણેકબાઇ મને શું કહેશે? મારે જલદી જવું જોઇએ." મનના આ વિચારની સાથે આસપાસ ઉભેલાં છોકરાં તરફ નજર કરતાં તે જરા ગુંચવણમાં પડયા જેવી દેખાઈ. તેને તુરત જ વિચાર આવ્યો, "આજ આ છોકરાં કેવા આનંદમાં દેખાય છે! પોતપોતાનું કામ બતાવવાની તેમની ઉત્કંઠા છતાં મને તે જોવાની ફુરસદ નથી. આ બધાંને ઘેર મૂકીને હું એકલી પાર્ટીમાં જાઉં એ સારૂં? લોકો મારા વિષે કાંઇ નહિ બોલે? સીતા શું ધારશે? એ તો ઠીક પણ તેમના વગર પાર્ટીનો આનંદ મને મળશે?" આ વિચારોની સાથે 'બહેનપણીઓના ઠબકાનો' વિચાર આવતાં તે જવા નીકળી. બાને જતી જોઇ નટુનું મોં ઝંખવાણું થઇ ગયું. ગુલાબે તે જોયું. એકાદ મિનિટ તે ખંચકાઇ ને માયાળુપણાથી તેણે કહ્યું, "બાપુ, તમે સૌ માશીબા પાસે રમો; આજ હું વહેલી આવતી રહીશ."

ગુલાબ ગઈ ને છોકરાં પાછાં પોતપોતાના કામમાં ગુંથાયાં. બાળકોને નવી રમત, નવું ચિત્ર અથવા નવાં લુગડાંલત્તાંથી પહેલા બે ચાર દિવસ આનંદ થાય છે. પરંતુ એનું એ વખતોવખત નજરે પડવાથી તે ઉપર કંટાળો આવે છે અને તેથી તેમનો આનંદ તથા પસંદગી કાયમ ટકાવી રાખવાનું મહામુશ્કેલ થઇ પડે છે. પરંતુ આ મુશ્કેલી ટેવને લીધે ઓછી થઇ શકે છે. બાળકોનું મન ઉદ્યોગ તરફ વળે ને તેથી તેમને આનંદ થાય તે સારૂ સીતાએ કેટલાક દિવસ

તેમને માટે જુદાં જુદાં કામ શોધી કહાડયાં. જ્યારે તેમનું મન બરાબર તે ઉપર લાગ્યું ત્યારે ઉદ્યોગ ન હોવાથી મનને કેવો ત્રાસ થાય છે એ સમજાવવા સારૂ કોઈ કોઇ વખત તેમને ઉદ્યોગ વગર રાખતી. મોટાં માણુસો થોડો વખત સ્વસ્થ રહે છે, પણુ બાળકોને સ્વસ્થ–શાન્ત રહેવું એ ભારે શિક્ષા જેવું લાગે છે, એ સીતા સારી પેઠે સમજતી હતી.

કેટલાંક માબાપો બાળકે એક વસ્તુ હાથમાં લીધી કે તરત તે આંચકી લે છે, ગુસ્સે થાય છે, ને ખીજે છે કે મારે છે. આથી બાળકોની વૃત્તિ ક્ષુબ્ધ થાય છે ને તે કહેલું સાંભળતા નથી, અને કદાચ સાંભળે છે તો ગ્રહણુ કરતા નથી. એટલા માટે જે ચીજ તેમને આપવા જેવી ન હોય તે બાળકોની નજરે જ ન પડે એવી વ્યવસ્થા સીતા રાખતી. આથી બાળકોને વારી દબાવવાના કે કહ્યું ન સાંભળ્યાની ફરીઆદ કરવાના પ્રસંગો બહુ ઓછા આવતા. કાશી અને કમળા મોટી ઉંમરની ને સમજુ હોવાથી તેમને ગુસ્સે થવાના પ્રસંગો બહુ થોડા આવતા; પણુ નટવર મહાતોફાની અને મોઢે ચઢાવેલો હોવાથી કોઇને ગણુકારતો નહિ. તે ગમે તેની વસ્તુ લઇ લેતો ને ધીંગામસ્તી કરતો. એટલા માટે સીતાએ તેને રમવા સારૂ જુદી જુદી વસ્તુઓ લઇ આપી હતી અને તેને તે કદી હાથ લગાડતી નહિ. કાશી ને કમળા પણુ સીતાની નકલ કરી નટવરની કોઇ ચીજને અડતી નહિ. આથી નટવરને પોતાની વસ્તુઓ સાચવવાની અને બીજાની વસ્તુ પૂછ્યા વગર ન લેવાની થોડે થોડે ટેવ પડવા લાગી. તે આ પોતાનું ને આ પારકાનું એવો ભેદ સમજવા લાગ્યો. બાળકોને માટે આ બહુ મહત્વનું છે. સહિષ્ણુતા અને પરાઙ્મુખતા એ ગુણુ કેટલેક અંશે સર્વ સદ્દગુણુના સાર રૂપ છે. આ ગુણુ બાળકના

સ્વભાવ પ્રમાણે હોય છે. જે બાળકો શાંત, મંદ અથવા આળસુ હોય છે તેમનામાં સહિષ્ણુતા હોય એ મોટો ગુણ કહેવાય નહિ. પરંતુ જે પાણીદાર, ચપળ અને ઉદ્યોગી હોય તેમનામાં સહિષ્ણુતા અને પરાઙ્મુખતા હોય તો એ મોટા ગુણ કહેવાય. કારણ પાણીદાર બાળકોને સહન કરવાના જેટલા પ્રસંગો આવે છે તેટલા મંદ બાળકોને આવતા નથી.

નટવર બહાર જવા હમેશાં ઉત્સુક રહેતો; પરંતુ સીતા તેને શાન્તપણે જવાબ આપતી કે, "તને બહાર લઇ જઇએ એટલે તું પૂછ્યા ગાછ્યા વગર જે તે ચીજ ઉપાડી લે છે, ને 'આ મને આપો, આ મને આપો' એમ કર્યા કરે છે. તારી આ ટેવ સારી નથી. માટે જ્યાં સુધી એ ટેવ છોડીશ નહિ ત્યાં સુધી હું તને સાથે નહિ લઇ જાઉં."

સીતાના આવા વર્ત્તનથી નટવર થોડે થોડે સમજતો થયો કે આપણી એવી ટેવથી આપણને અડચણ પડે છે, ને આપણને આનંદ મળતો નથી. માટે એવી ટેવ છોડી, માશીબા કહે તે પ્રમાણે વર્તવું જોઇએ.

સામાજીક શિક્ષણનો આ પાયો છે. નટવરનું વર્ત્તન આ પ્રમાણે સુધરતું જણાવા લાગ્યું એટલે સીતા તે વિષેની ખાત્રી કરવા સારૂ તેને પોતાની સાથે બહાર લઇ જતી, ને અનેક પ્રકારની નવી નવી વસ્તુઓ વગેરે બતાવતી. પણ પહેલાં કરતો તેમ તે લેવા સારૂ હઠ કે મસ્તી કરતો નહિ. અને રજા લીધા વગર કોઇ ચીજને હાથ અડકાડતો નહિ. આ ફેરફાર જોતાં સીતા મનમાં ઘણો આનંદ પામતી.

# પ્રકરણ ૫ મું.

## સીતાના ગૃહશિક્ષણનું શરૂઆતનું પરિણામ.

થોડા દિવસ પછી સીતાએ નટવર સારૂ એક ચિત્રોનું પુસ્તક વેચાતું લીધું. તેમાં જનાવરોનાં, પશુપક્ષીનાં, ઈમારતનાં, જુદા જુદા દેશનાં માણસોનાં, વગેરે સુંદર અને મોહક ચિત્રો હતાં. તે જોવાની નટવરને બહુ હોંસ થતી, અને જાણે બધાં એકદમ સાથે જ જોઇ લઉં એવું થતું. બાળકનામાં આવી અધિરાઇ હોય એ સ્વાભાવિક છે. પરંતુ આથી એક પણ ચિત્રનું આબેહુબ સ્વરૂપ તેના લક્ષમાં આવતું નહિ; એટલા માટે સીતા તેને પાસે બેસારીને દરરોજ એકેક ચિત્ર બતાવતી અને તે સંબંધી થોડા શબ્દોમાં કહેવા જેટલું કહેતી. તે ચિત્રોનાં નામ ચિત્ર નીચે છાપેલાં જ હતાં, પણ તે જાણવા સારૂ કાશીને કે કમળાને નટવરને પૂછવું પડતું. ઘણીક વખતે તો તે કહેતી, પરંતુ ક્યારેક કંટાળીને બરાબર જવાબ ન પણ આપતી. આ પ્રમાણે થોડાક દિવસ ચાલ્યું તે ઉપરથી પોતાને વાંચતાં આવડતું હોય તો કેવું સારૂં, કોઇને પૂછવું જ ન પડે, એમ નટવરના મનમાં આવ્યું. એક દિવસે સીતા ચિત્ર બતાવી સમજાવતી હતી ત્યારે તેણે કહ્યું, " માશીબા, મને આ નામ વાંચતાં શીખવાડશો ? "

બાળકની શીખવાની ઇચ્છા થાય અને સીતા જેવી લાગણી વાળી શિક્ષક મળે, એ બેના સંયોગ આગળ અશક્ય શું ? થોડા જ દિવસમાં નટવર થોડું થોડું વાંચતાં શીખ્યો અને ચિત્રપોથીમાંનાં ચિત્રોનાં નામ ધીમે ધીમે પોતાની મેળે વાંચી હરખાવા લાગ્યો. આથી ઘરનાં માણસોને તેમજ ગુલાબની બહેનપણીઓને આશ્ચર્ય થયું. સીતાની શિક્ષણપદ્ધતિ તેમને પસંદ નહોતી. ચિત્રો, યંત્રો, હથિયારો

વેચાતાં લેવાં, છોકરાંને સાથે લઈ દુકાનો, કારખાનાં વગેરેમાં જવું ને ફરવું, એવું એવું તેમને વિલક્ષણ લાગતું. એટલું જ નહિ, પણ એ સર્વ એક પ્રકારનું ધતીંગ છે એમ લાગતું. તે ગુલાબની પાછળ બોલતી કે, "ગુલાબની બુદ્ધિ તો ફરવા લાગી છે. આ રીતે છોકરાં થોડા દિવસમાં માથે ચઢી બેસશે ને પછી જરાએ કહ્યું નહિ કરે. છોકરાંને તે વળી આવી રીતે મોઢે ચઢાવાતાં હશે? મીઠા કોળીઆ ખવરાવીએ ખરાં, પણ મોઢે ન ચઢાવીએ."

અમે પહેલાં જણાવી ગયા છીએ કે સીતા નટવરને ચાકર માણસ કે અણકેળવાએલા માણસો સાથે વધારે સહવાસ રાખવા દેતી નહોતી. આથી તે માણસોને મનમાં બહુ ખોટું લાગતું ને સીતા પ્રત્યે તેમના મનમાં છાનો દ્વેષભાવ ઉત્પન્ન થતો. ગુલાબને છોકરીઓના ચોટલા વાળવા, નટવરની ચોટલી ઓળવી, તેમને નવરાવવાં ધોવરાવવાં, વગેરે બાબતનો બહુ કંટાળો હતો. કદાચ કોઇ વખત તે કરવાની ફરજ પડે તો તે એવી રીતે કરે કે બીજી વખત છોકરાં તેની પાસે જાય જ નહિ. આથી આવું કામ ઘણું કરીને ગુલાબની મામાની દીકરી ઘરમાં રહેતી તે કરતી. પરંતુ સીતા ઘરમાં આવ્યાં પછી છોકરાં પહેલાંની પેઠે તેની પાસે બહુ ન જતાં તેથી તેને પણ મનમાં બહુ માઠું લાગતું. એક દિવસ તેણે નટવરને પાસે બોલાવી કહ્યું, "નટુ, આમ આવ, સીતાભાશીની રજા હોય તો તારી ચોટલી ઓળું."

ગુલાબની આ મામાની દીકરીનું નામ સાવિત્રી હતું. તે થોડું ઘણું ભણી હતી. તે નાનપણમાં વિધવા થઇ હતી ને સાસરિયામાં કે પિયરમાં કાંઇ આધાર ન હોવાથી ગુલાબને ત્યાં જ રહેલી. સીતા આવતાં પહેલાં ગુલાબનાં છોકરાંની બધી દેખરેખ તે જ રાખતી, અને

છોકરાંઓનો તેના પ્રત્યે પ્રેમ પણ હતો. પરંતુ પોતાના કરતાં છોકરાંઓની પાસે **સી**તાનું માન વધારે હોય એ તેને રૂચ્યું નહિ. આથી છોકરાંઓની વ્યવસ્થા પહેલાંની માફક પોતાની દેખરેખ નીચે લેવાના હેતુથી તેણે ઉપર કહ્યા પ્રમાણે નટવરને વાળ ઓળવા માટે બોલાવ્યો, અને તેણે પ્રથમ **સી**તાની નિંદા કરવા લાગી. જો કે નટવર આ નિંદાનો હેતુ સમજી શક્યો નહિ તોપણ સાવિત્રીના કરતાં **સી**તા વધારે પ્રેમભર્યું વર્તન ચલાવે છે એટલું તો સમજતો હતો; આથી તેને તેનું બોલવું સાંભળીને તેના પ્રત્યે ક્રોધ ઉપજ્યો અને તે બોલ્યો: "તમારા કરતાં **સી**તામાશી ઘણી જ સારી છે. મારા વાળ તમે હોળશો નહિ; હું જ મારી મેળે હોળી લઇશ જોઇશે તો." એટલું બોલીને તે પોતાની બા પાસે ચાલતો થયો.

નટવરનો ચહેરો તપેલો દેખાતો હોવાથી ગુલાબે તેને શું બનવા પામ્યું હતું તે બદલ પૂછપરછ કરી. **સી**તા ત્યાં હોવાથી નટવર પ્રથમ ગભરાયલા જેવો દેખાયો. પરંતુ **સી**તાના કાન પર નટવર અને સાવિત્રી વચ્ચે થએલા સંવાદનો ગણગણાટ આવ્યો હતો, તેથી તે નટવરના ક્રોધનું કારણ કળી શકી. નટવરને સાવિત્રી પાસે પોતે જવા દીધો એ ઠીક ન થયું એમ તેને લાગ્યું.

આ પ્રકાર જોઇને સાવિત્રીને બહુ જ ખરાબ લાગ્યું, ને તેણે **સી**તાનો ઘરમાંથી પગ જ કાઢવાનો વિચાર કર્યો. તે પોતાની પડોશણ પાસે જઇને બોલી: "ઘરમાં **સી**તા જ માત્ર કરતી કારવતી થઇ પડી છે. ગમે ત્યારે છોકરીઓને બહાર લઇ જાય છે, ગમે ત્યારે ઘરમાં લાવે છે અને વળી તેમને વાંચવા લખવાનું શિખવે છે. આથી તે વધારે માથે ચડશે ને સાસુ સસરાનું કહ્યું માનશે નહિ. વધારે તો શું પણ આગળ ઉપર પોતાના ધણીને પણ તે હિસાબમાં ગણશે

નહિ. **સીતા** આવ્યા પછી છોકરીઓ બગડતી જાય છે. એમનું ભવિષ્ય સારૂં લાગતું નથી."

ખરી રીતે જોતાં હવે તેને એમ જ લાગતું હતું કે આવી સ્થિતિમાં રહેવા કરતાં હું કોઇ બીજા સ્થળે જાઉં તો ઠીક. પરંતુ જવું ક્યાં, અને ગુલાબના ઘર જેવું ઘર બીજે ક્યાંઇ મળવાનું નથી, એ વિચાર મનમાં આવતાંની સાથે તેણે ઘરમાંથી **સીતા**નો પગ કાઢવાનો નિશ્ચય કર્યો. **સીતા** આ વાત જાણતી નહોતી. તેણે પોતાનો નિત્યક્રમ ચાલુ જ રાખ્યો હતો. એક દિવસ કાશી અને કમળા એક પુસ્તક વાંચતાં બેઠાં હતાં અને **સીતા** તે સાંભળતી હતી. એટલામાં ગુલાબ તેમની પાસે ગઈ. બાને જોતાં છોકરીઓ વાંચતી અટકી ગઇ. કારણ કે તેમને લાગ્યું કે સાંભળવાનો બાને કદાચ કંટાળો આવશે. પરંતુ ગુલાબે વાંચવાનું ચાલુ રાખવાનું કહેતાં તે ઘણી ઉમંગથી વાંચવા લાગી. ગુલાબે તે ધ્યાનથી સાંભળ્યું. છોકરીઓમાં ઘણો સુધારો થએલો જોઇ તેણે **સીતા**ને કહ્યું, "બહેન, હું તમારી બહુ આભારી થઇ છું. કાશી અંગ્રેજી કેવું સરસ વાંચે છે! હું કમળાને આજ સુધી મંદ સમજતી હતી, પરંતુ તેમ નથી. પહેલાંથી જ મેં તેના શિક્ષણ માટે પૂરતી કાળજી રાખી હોત તો તે આજ સુધીમાં ઘણું સારૂં શીખી ગઈ હોત."

બાનું આ સાંભળી કાશી બોલી: "બા, તને **સીતા**માશી ગમે છે ખરાંને?"

ગુલાબે તુરત જવાબ આપ્યો, "હા ખરેખર. **સીતા** બહેન, મારી દીકરીઓનું તમારી ઉપર કેટલું બધું હેત છે તે જોયું ને?"

આ વાતચીતથી એક રીતે **સીતા**ને સંતોષ થયો. પરંતુ બાળકોનો પ્રેમ માતાપિતાના કરતાં બીજા ઉપર વધારે વળે એ ઈષ્ટ

નથી, વળી તે કેટલાંક માબાપોને ગમતું પણ નથી, તેથી **સીતા**એ ગુલાબના મનમાં એવો મત્સરભાવ ઉત્પન્ન ન થાય તેવી તજવીજ આજથી રાખી. પોતે અને ગુલાબ બન્ને એકઠાં હોય ત્યારે છોકરાંનું લક્ષ પોતાના કરતાં ગુલાબની તરફ વધારે જાય તે માટે કાશી અને કમળાને પોતપોતાનું કામ ગુલાબને બતાવવાની સૂચના કરી. આમ કરવાનો હેતુ ગુલાબ સમજી શકી કે નહિ તે અમે કહી શકતા નથી. કારણ, સભ્યતાની ખાતર કેટલીક વાર મનના વિચાર મોઢે જણાવી શકાતા નથી, એ વિચાર તો કાલાન્તરે જ જણાય છે.

છોકરાંનું શિક્ષણ અને કામ જોતાં ગુલાબને ઘણું સારૂં લાગ્યું. તેનું લક્ષ જેમ જેમ પોતાનાં છોકરાં તરફ વળવા લાગ્યું તેમ તેમ છોકરાંઓનો પ્રેમપ્રવાહ પણ તેની તરફ વળવા લાગ્યો. આથી ઘેર રહેવામાં જે પરમ સુખ ને નિર્મળ આનંદ થાય છે તેનો થોડો થોડો અનુભવ ગુલાબને થવા લાગ્યો; અને તે સાથે જ છોકરાંઓને ઘેર રઝળતાં મૂકી નવરી બહેનપણીઓની સાથે ભટકવા જવાનો રસ પણ ઓછો થવા લાગ્યો. ગુલાબમાં થએલા આ ફેરફારથી કેટલાકને કદાચ આશ્ચર્ય લાગશે. કેટલાક કહેશે કે હજી આપણી સ્ત્રીઓની સ્થિતિ એટલી બધી સુધરી નથી, માટે **સીતા**નામાં કાંઇક વિલક્ષણ સામર્થ્ય હોયા વગર ગુલાબનામાં અને તેનાં બાળકોમાં આવો ફેરફાર થાય નહિ; અમારી આ રચના માત્ર કલ્પના સૃષ્ટિ ઉપર રચાએલી છે એમ પણ કેટલાકને લાગવાનો સંભવ છે. પરંતુ થોડો વિચાર કરવાથી અથવા અનુભવ કરી જોવાથી આમાં વિલક્ષણ કે કાલ્પનિક કાંઇ જ નથી એમ સહેજે જણાઇ આવશે. માત્ર એટલું જ કે આપણામાં હાલ જે પ્રકારે બાળકોને શિક્ષણ અપાય છે તે પ્રકારમાં અથવા બાલસંગોપાનપદ્ધતિમાં થોડો થોડો અનુકૂળ ફેરફાર કરવો જોઇએ.

**સીતા**એ આ સિવાય કાંઇ ખાસ વિલક્ષણ ઉપાય યોજ્યા નહોતા એ આપણે જાણીએ જ છીએ. કાશીની સ્મરણશક્તિ સતેજ હોવાથી જે તે બાબત મોઢે કરી નાખવા તરફ તેનું લક્ષ હમેશાં વધારે રહેતું. મોઢે કરેલું જ્ઞાન ઉપરચોટીઉં રહે છે, ને ઉપરચોટીઆ જ્ઞાનનો ઉપયોગ જોઇએ તેવો સારો થતો નથી. માટે આ રીતે જ્ઞાન મેળવવા તરફ બાળકોનું લક્ષ જેટલું ઓછું રહે તેટલું સારૂં, એવા વિચારથી **સીતા**એ કાશીની વિચારશક્તિ જાગૃત કરવાનો પ્રયાસ કરવા માંડયો હતો. તેની પાસે વિનોદ સાથે બોધ તેમજ ઉપયોગી માહિતી મળે તેવાં પુસ્તકો વંચાવતી. તેમજ જાણીતા કવિઓની ચુંટી કહાડેલી કવિતાઓ, મહાન્ પુરુષો અને સ્ત્રીઓનાં જીવનચરિત્રોમાંના નમુનેદાર પ્રસંગો, જાહેર ભાષણો તથા માસિકપત્રો વગેરેમાંના સારા સારા ને ઉપયોગી ફકરા, એવું એવું તે વાંચી સંભળાવી તેનો અર્થ—ભાવાર્થ—સમજાવતી.

કમળા લખવા, વાંચવા કે શીવવા બેઠી હોય ત્યારે **સીતા** બીજાં બધાં કામ પડતાં મૂકીને તે તરફ ધ્યાન આપતી, ને તે થોડુંક સારી રીતે લખતી, વાંચતી કે શીવતી તો તેને શાબાસી આપતી. આ ઉત્તેજક રીતે કમળાની મંદ પડી ગએલી મનોવૃત્તિઓને ઉત્તેજિત કરતાં કરતા તેણે તેની એટલી ખાત્રી કરી આપી કે, કોઇ પણ બાબતમાં ફતેહમંદ થવા માટે વિલક્ષણ બુદ્ધિ હોવી જ જોઇએ, એમ ખાસ કાંઇ નથી.

એક દિવસે એક ગોકળગાય ભીંત ઉપર ચઢતી હતી. તે થોડી ઉપર ચઢે ને પાછી નીચે સરી પડે. **સીતા**એ કમળાને તે બતાવી. આ પ્રમાણે પાંચ છ દિવસ **સીતા**એ કમળાને બતાવ્યું. છઠ્ઠે દિવસે

તે ભીંત ઉપર પાંચ છ હાથ ચડી હતી તે જોઇ કમળાએ કહ્યું, "માશીબા, જુઓ આ ગોકળગાય કેટલી ઉંચી ચઢી ગઇ છે?"

**સી**તાએ જવાબ આપ્યો, "કમુ, તેં જોયું ને? તે વખતો વખત નીચે સરી પડતી હતી તોપણ પ્રયત્ન ન છોડતાં દઢતાથી રોજ થોડે થોડે ઉપર ચઢતી ગઇ તો આજ છઠ્ઠે દિવસે છ હાથ ઉંચે ચઢી ગઇ છે. આ દાખલા ઉપરથી તને સમજાશે કે ગોકળગાય જેવું સાધારણ પ્રાણી પણ હંમેશાં થોડું થોડું ચઢતાં છેવટે ઘણે ઉંચે ચઢી શકે છે. તેમ છેવટે ફતેહ મળ્યા વગર રહે નહિ, તો પછી જેનામાં ઇશ્વરે આપેલી બુદ્ધિ છે તે સ્થિરપણે કામ કર્યા કરે તો તેના હાથે મોટાં મોટાં કામો પાર પડ્યા વગર ન જ રહે."

આ પ્રમાણે ગોકળગાય જેવાં પ્રાણીઓના દાખલા જે જે પ્રસંગે મળી આવતા તે તે પ્રસંગે **સી**તા કમળાના તેમજ કાશી તથા નટવરના મનમાં કાંઇક કાંઇક નવીન વિચાર ને કલ્પનાના અંકુર ઉત્પન્ન કરવા ચૂકતી નહિ. તે સમજતી હતી કે યોગ્ય વખતે પ્રત્યક્ષ દાખલો બતાવવાથી નવીન વિચાર મનમાં ઠસે છે, અને આવી રીતે શિક્ષણ આપવાનો પ્રયત્ન-કરવો એ પરિણામે બહુ લાભદાયી નીવડે છે.

કમળાને એક ખરાબ ટેવ હતી કે તે લખતી વખતે છેક વાંકી વળીને બેસતી. **સી**તા આવતાં સુધી આ વિષે તેને કોઇએ કદી કાંઇ કહ્યું નહોતું. આવી ટેવ ઘણાં છોકરાંને નાનપણથી માબાપોની બેપરવાઇથી પડે છે ને તે કાયમની થઇ જાય છે. આ વિષે એક દિવસે **સી**તાએ કમળાને કહ્યું, "બહેન, વાંકા વળીને લખવું એ સારૂં નથી માટે તારે કયારે પણ તેવી રીતે ન લખવું."

આ સાંભળી નટવરે પૂછ્યું, "કેમ માશીબા?"

કાશીએ કહ્યું, "વાંકા વળીને લખવાથી ખુંધા થવાય છે, ખરૂંને માશીબા ?"

કાશી ને નટવરના મનનું સમાધાન કરવાના ઉદ્દેશથી સીતા બોલી: "વાંકા વળીને લખવાની ટેવથી ખુંધા થવાય છે તે ખરૂં. પરંતુ એવી રીતે લખવાની ટેવ નહિ પાડવાનું એક બીજું પણ કારણ છે."

"એ કારણ કયું ?" કાશીએ જિજ્ઞાસાથી પૂછ્યું.

સીતા બોલી:—"જુઓ પાણીથી આપણું શરીર સ્વચ્છ થાય છે એ તો તમે જાણો જ છો. એ જ પ્રમાણે હવાથી આપણા શરીરનો અંદરનો ભાગ સ્વચ્છ થાય છે. પેટમાં સ્વચ્છ હવાનો સંચાર થાય તો મલીનતાઓનો નાશ થાય છે અને અંદરનો ભાગ સ્વચ્છ બને છે. પાણી અને હવા એ બન્ને અનુક્રમે શરીરના બહારના અને અંદરના ભાગને સ્વચ્છ બનાવવાનું કાર્ય કરે છે."

"પરંતુ વાંકા વળીને લખવાની ટેવ સાથે હવાને શો સંબંધ છે, માશીબા ?" કાશીએ આશ્ચર્યથી પૂછ્યું.

"જો, હજી તો હું બોલી યે નથી રહી તે પહેલાં વચ્ચે જ બોલી ઉઠી કે ?" સીતા સ્મિત કરતાં બોલી.

કાશી સહજ શરમાઇ ગઇ. સીતાએ પુનઃ બોલવા માંડયું: "વાંકા વળીને લખવાની ટેવ સાથે હવાનો સંબંધ ઘણો જ નજીકનો છે. પાણીથી શરીર સ્વચ્છ થાય છે; પરંતુ શરીરને સ્વચ્છ બનાવવા પુષ્કળ પાણીની જરૂર પડે છે. તે જ પ્રમાણે હવાથી શરીરનો અંદરનો ભાગ સ્વચ્છ બનાવવા માટે આપણા પેટમાં પુષ્કળ હવા જવાની જરૂર છે. વાંકાવળીને લખવા બેસીએ તો આપણા પેટમાં પૂરતી હવા પ્રવેશી શકે નહિ."

"એમ કેમ ?"

"જુઓ ! આ વાદળી છે." **સીતા**એ પોતાના હાથમાંની વાદળી (સ્પંજ) **કાશી** અને **નટવર**ને બતાવતાં કહ્યું, "તમે આ વાદળીને દાબશો તો તેમાં વિશેષ પાણી રહી શકશે કે તેને એમને એમ પાણીમાં મૂકશો તો તેમાં વધારે પાણી રહેશે ?"

"તેને દાબી ન રાખીએ તો તેમાં વધારે પાણી સમાય !"

"આપણા શરીરની પણ એવી જ સ્થિતિ છે. જે જે ઇંદ્રિયોથી આપણે શ્વાસોચ્છ્વાસ લઇએ છીએ તે તે ઇન્દ્રિઓ આ વાદળીના જેવી પોચી હોય છે. વાદળી નહિં દાબવાથી જેમ તેમાં વિશેષ પાણી સમાવી શકાય છે તે જ પ્રમાણે આપણી ઇન્દ્રિયોને પણ નહિ દાબવાથી શરીરમાં વિશેષ હવા પ્રવેશી શકે છે. આમ થવાથી શરીરમાંનું લોહી શુદ્ધ બને છે માટે લખવાનું કે એવું બીજું કંઇ કામ કરતાં વાંકા વળીને બેસવાની ટેવ પાડવી નહિ, પરંતુ ટટ્ટાર બેસવાની જ ટેવ પાડવી. ઉંઘતી વખતે પણ ઉંધા સૂવાની ટેવ નહિ પાડવાનું આપણે કહીએ છીએ તે આટલા માટે જ."

એક દિવસે **સીતા**, **કાશી**, **નટવર** વગેરે બેઠાં હતાં ત્યારે **સીતા**એ બાળકોને આ હિસાબ પૂછ્યો : "એક મુસાફર હમેશાં પાંચ ગાઉની આગળ મુસાફરી કરે છે અને ચાર ગાઉ પાછો આવે છે. વારૂ, તે મુસાફર દશ દિવસમાં કેટલા ગાઉનો પ્રવાસ કરી શકે ?"

**કાશી** અને **નટવર** આ હિસાબનો ઉત્તર આપી શકયાં નહિ. **કમળા**એ ધીમે રહીને તે હિસાબનો ઉત્તર **સીતા**ના કાનમાં કહ્યો. તેનો ઉત્તર ખરો હતો. **સીતા**એ બીજા પણ કેટલાક એવા હિસાબ પૂછ્યા જેમાંના **કમળા**ના ઘણા ખરા ઉત્તર સાચા પડયા. આ ઉપરથી **સીતા** સમજી શકી કે **કમળા**ને ગણીત શીખવવામાં આવશે તો તે વિષયમાં તેની બુદ્ધિ વધારે વિકસિત થશે.

ઉપર જે હિસાબ કહ્યો, એવા હિસાબ પોતાનાં બાળકોને શીખવવાનું મહત્વ ઘણાં થોડાં માબાપોને સમજવામાં હોવાથી તેઓ આવા હિસાબને મહત્ત્વ આપતા નથી. તેઓ છોકરાને હિસાબ શીખવે છે, પરંતુ છોકરીને ગણિત શીખીને શું કરવું છે એવી જ તેમની માન્યતા હોય છે. પરંતુ આવું શિક્ષણ ગણિત શિક્ષણ-નો પાયો છે. અને એવા શિક્ષણથી બાળકોની બુદ્ધિ ખીલે છે એ બાબત તરફ તેમનું લક્ષ્ય નહિ હોવાથી આવી શિક્ષણપદ્ધતિ પ્રત્યે તેઓ અવગણનાની દૃષ્ટિથી જૂએ છે.

છોકરાની બુદ્ધિનો વિકાસ થવાની જરૂર છે, છોકરીની બુદ્ધિનો વિકાસ કરવાની શી જરૂર છે? છોકરો જો વ્યાપારી થાય તો તેને હિસાબ શીખવાની જરૂર છે, નહિ તો તેવા હિસાબ શીખવાની શી જરૂર છે? એવા અવા વિચારો સીતાના અંતરમાં કદાપિ ઉદ્ભવ્યા જ નહોતા. અનુભવે તેને શીખવ્યું હતું કે વ્યવહારમાં સ્ત્રી અને પુરૂષ બન્નેને હિસાબના જ્ઞાનની આવશ્યક્તા છે જ. સીતાએ કમળાને ગણિતનું શિક્ષણ આપવા માંડયું અને જ્યારે કમળાની પ્રવૃત્તિ ગણિતમાં વધવા લાગી ત્યારે સીતાએ એક દિવસ તેને પૂછ્યું: "જે વિષય તારી બહેનને કઠણ લાગે છે તે તને સહેલો જણાય છે, આથી જે વિષય તને સહેલો લાગે તે તું સહજમાં શીખી શકે એ દેખીતું જ છે."

કમળા આ સાંભળીને કંઇ જ બોલી નહિ.

કાશી બોલી: "માશીબા, મારી બાની બહેનપણીઓ મને હોંશિ-આર કહેતી હતી, પરંતુ જે પ્રશ્નનો ઉત્તર બહેને આપ્યો તે પ્રશ્નનો ઉત્તર હું આપી શકી નહિ. મને તો એમ જ લાગતું હતું કે બહેનને કાંઇ આવડતું જ નહિ હોય; પરંતુ તેને અમુક બાબત સમજાવીને

કહીએ તો તે કદાપિ ભૂલવાની નહિ. તેને જે કંઇ શીખવવામાં આવે છે તેમાં તે પોતાની અક્કલનો ઉપયોગ કરે છે."

**સીતા** મૌન જ રહી. બન્ને બહેનોની વચ્ચે મત્સરભાવ ઉત્પન્ન થવા ન પામે અને તેઓ એક બીજીને સહાયભૂત થતાં શીખે તેમજ બન્નેનાં મન પરસ્પર માટે જુદાં ન રહે, એવી રીતની બન્નેના ઉદ્યોગની વહેંચણી **સીતા**એ કરી દીધી.

---

## પ્રકરણ ૬ ઠું.

### નટવરને પદાર્થપાઠ.

**સીતા** બનતાં સુધી **નટવર**ને પાડોશીઓના છોકરા સાથે રમવા જવા દેતી નહીં. સાધારણ રીતે બાળક છોકરાંમાં સમજશક્તિ ઓછી હોય છે. આત્મસંયમન તથા પોતાનું કર્તવ્ય શું તે એ સમજી શકતાં નથી. આ કારણથી કાંઇ કારણ વિના તેમને એકલાં રહેવા દેવાનું યોગ્ય તો ન જ ગણાય. એ લોકો જેમ આઘાં રહે તેમ સારૂં. જે વખતે છોકરાં સમવયસ્ક હોતાં નથી અથવા ભિન્ન વ્યવસાયી હોય છે ત્યારે તેમને જુદાં રાખવાં શ્રેયસ્કર છે, એ **સીતા** સારી રીતે સમજતી હતી, અને તેથી વ્યવસ્થા પણ તેણે એવી જ રાખી હતી. આ વ્યવસ્થાથી **નટવર** માટેની ફરિયાદો ઓછી થઇ અને તેને માર ખાવાના પ્રસંગો પણ જુજ આવ્યા. **નટવર** પોતાની બાગબાની-માં મશગૂલ રહેતો; તેમ જ તેને હવે થોડું ઘણું વાંચતાં પણ આવડવા માંડયું હતું, એટલે તે કોઇક વખતે વાંચવા પણ બેસતો. **સીતા** વારંવાર એને ઇસપનીતિ અને બાળમિત્રમાંથી વાતો કહેતી.

ન્હાનાં છોકરાંને વાતો કહેવડાવવી ઘણું ગમે છે, અને તેનું પરિણામ પણ તેમના સ્વભાવ ઉપર થાય છે. આથી જે વાતો તેમને કહેવાની તે તેમને યોગ્ય હોવી જોઇએ, અને તેનો સારાંશ પણ તેમને માટે યોગ્ય જ હોવો જોઇએ. વાર્તાનો ઉપયોગ વખત કાઢી નાખવા ખાતર ન કરતાં તેમાંથી યોગ્ય શિક્ષણ મળે તે માટે કરવો જોઇએ. એક વેળા સર્વ છોકરાં ભેગાં મળ્યાં હતાં ત્યારે સીતાએ જે વાત કહી હતી તે નીચે પ્રમાણે હતીઃ—

ગોપાળપુરાના ઠાકોરનો રામસિંહ કરીને એક ભાયાત હતો. તેને શિકારનો ઘણો શોખ હતો. એક વખત તે પોતાના મિત્રો સાથે વનમાં શિકાર કરવા ગયો. ત્યાં એક હરણ તેની દૃષ્ટિએ પડતાં તેને મારવા તે તેની પાછળ ધસ્યો. પરંતુ હરણ તેના હાથમાંથી છૂટી નાઠું. આથી રામસિંહ હઠે ભરાયો, અને હરણને માર્યા વિના પાછા જવું નહીં એવો તેણે પોતાના મન સાથે નિશ્ચય કર્યો, અને ઘોડાને હરણની પાછળ મારી મૂક્યો. હરણ આડુંઅવળું ક્યાંક ભરાઈ ગયું. હરણને ન દેખતાં રામસિંહને ગુસ્સો ચઢ્યો. ગોપાળ નામનો એજ ગામનો એક છોકરો સામેથી આવતો જણાયો. તેને જોઈ રામસિંહે પોતાનો ઘોડો રોક્યો અને તેને હરણ દીઠું છે કે નહીં એ વિશે સવાલ કર્યો. ગોપાળે હરણ દીઠું હતું, તેમ જ તે કયાં સંતાયું છે તે પણ તે જાણતો હતો. તેથી ‘ હરણ જોયું છે ’ એવો તેણે જવાબ આપ્યો. આ જવાબ સાંભળી રામસિંહે આનંદિત થઇ પૂછયું, “ ક્યાં છે ? ” ગોપાળે જવાબ દીધો, ‘ એ કયાં છે તેની મને ખબર છે; પરંતુ એ કયાં છે તે તમને કહેવું મને બરોબર લાગતું નથી તેથી તમને કહીશ નહિ. ’ હરણ જોયું છે, ક્યાં છે તે એને ખબર છે છતાં એ કહેતો નથી એમ જોઇ રામસિંહનો મિજાજ ગયો. ઇચ્છિત વસ્તુ

પાસે હોવા છતાં તે પોતાને મળે એમ નથી એમ જોતાં દરેક મનુષ્યનો મિજાજ જાય જ. તેથી રામસિંહનો મિજાજ ગયો તેમાં કાંઈ અસ્વાભાવિક નથી. ગુસ્સે થયેલા રામસિંહે ગોપાળને કહ્યું, "ક્યાં છે તે કહે છે કે આ ચાબુકનો માર મારૂં ?" એમ કહી એણે ચાબુક ઉગામ્યો. ગોપાળે શાન્ત ચિત્તે જવાબ દીધો, "તમારે કરવું હોય તે કરો, પણ હું વિશ્વાસઘાત કરીશ નહીં. હરણ એક ગરીબ પ્રાણી છે. સમય ગમે તેવો દુર્ઘટ આવે તોપણ વિશ્વાસઘાત તો ન જ કરવો. વિશ્વાસઘાત કરવો તે એક અતિ નિંદ્ય અને નીચ કામ છે એવું મને મારા બાપે શીખવ્યું છે." "તને હરણ ક્યાં છે તે કહેવું બરાબર લાગતું નથી કેમ ? ઠીક છે." એમ કહી રામસિંહે ગોપાળને ચાબુકની ચાર પાંચ સપાટા ખેંચી કાઢયા. માર પડતાં છતાં ગોપાળ નિરૂત્તર રહ્યો. તેને હજુ પણ વધારે માર પાડત, પરંતુ એટલામાં રામસિંહના મિત્રો જે પાછળ પડી ગયા હતા તે આવી પહોંચ્યા, તેમણે રામસિંહને સમજાવી ગોપાળને છોડવ્યો."

આ વાત પૂરી થયા પછી સીતાએ નીચેની બીજી એક વાત કહી.

"કાઠીઆવાડમાં આવેલા ભાવનગરમાં પૈસે ટકે સાધારણ સુખી એવો એક ગૃહસ્થ રહેતો હતો. તેને મોહન કરીને એક છોકરો હતો. મોહનને સાધારણ શિક્ષણ મળેલું હતું. પરંતુ શીખવા તરફ તેનું જોઇએ તેવું ચિત્ત નહોતું. તેને તરતાં સારૂં આવડતું હતું, તેથી જ્યારે જ્યારે એને વખત મળતો ત્યારે ત્યારે તે દરીએ તરવા દોડી જતો. દૂર દેશ જઇ કાંઇ સાહસ કરી પૈસા કમાવવા અને પી. એન્ડ ઓ. કંપનીને બેસાડી દેવી એવા એવા એને તરંગ આવતા. અને પરદેશ જવાનું સાહસ કરવાનું એને મન થતું. એના બાપે એને ઘણું સમજાવ્યો, પરંતુ એને તે કાંઈ રૂચ્યું નહીં. પછી એણે તેની માની મદદ

મેળવવા પ્રયત્ન કર્યો, પરંતુ તે પણ અફળ ગયો. તેથી તેણે છાના-માના ન્હાસી જવાનો વિચાર કર્યો. તેનો એક મિત્ર તે જ સમયે સ્ટીમરમાં બેસી જવાનો હતો તેની સાથે એ ન્હાશી ગયો. પરંતુ સ્ટીમર બંદરમાંથી નીકળી કે તરત વાવાઝોડા સાથે દરીઆમાં તોફાન શરૂ થયું. પાણીનાં મોજાં ઉછળવા માંડયાં. સ્ટીમર વધારે ને વધારે ડોલવા લાગી અને તે સાથે **મોહન** પણ ગભરાવા લાગ્યો. સ્ટીમર જેમ તેમ કરતાં આગલે બંદરે પહોંચી. ત્યાં પહોંચતાં જ **મોહન** સ્ટીમરમાંથી ઉતર્યો ને પોતાને ઘેર પાછો આવ્યો. થોડા દિવસ પછી પાછું એને પહેલાંના જેવું સ્ટીમરમાં બેશી બહારગામ જવાનું ભૂત ભરાયું. એના માબાપે એને ઘણુંએ સમજાવ્યો પરંતુ એના મગજ-માં તે કાંઇ ઉતર્યું નહીં. અને એક દિવસ પોતાની માની પાસેથી બીજું બ્હાનું કરી થોડા પૈસા લઇ સ્ટીમરમાં બેસી ચાલ્યો ગયો. આ વેળાએ પણ એને તોફાન નડયું. ઉતારૂઓએ પાણીમાં કુદવા માંડયું તેની સાથે એ પણ કુદ્યો. જેને જેમ ફાવ્યું તેમ તે ચાલ્યું. મોહનનો પછી કાંઇ પત્તો લાગ્યો નહીં. એના બાપને આ વાતની ખબર પડી અને તેને ધક્કો લાગ્યાથી તે થોડા વખતમાં મરણ પામ્યો.”

આ બે વાતમાંથી **નટવરને** પહેલી વાત ગમી. આ બે વાતો ઉપરથી **સીતાને** ખરો નિશ્ચય અને હઠ એ બે વચ્ચેનો ફેર **નટવરને** સમજાવવાની સારી તક મળી. **નટવરનો** સ્વભાવ હઠીલો હતો. એ અમે આગળ કહ્યું છે જ. **સીતા** સાથે એ કદી હઠ કરતો નહીં, કારણ એને જે પસંદ પડતું નહીં તે **સીતા** એની પાસે કદી કરાવતી નહીં. એને પસંદ પડે એવુંજ કામ એની પાસે તે કરાવતી. આવું વર્તન રાખવામાં **સીતાનો** હેતુ તેનો હઠીલો સ્વભાવ ભૂલાવવાનો હતો. એના મનમાં નવા અને સારા સંસ્કાર પડે એવી વાતો એને **સીતા** કહેતી.

**સીતાએ નટવરને** ખરો નિશ્ચય અને હઠ એ બે વચ્ચેનો ભેદ સમજાવવાનો વિચાર રાખી સવાલ પૂછ્યો, "ભાઇ, તને કોનું વર્તન ગમ્યું ? ગોપાળનું કે **મોહનનું** ?"

**નટવર** બોલ્યો, "માસીબા, મને ગોપાળવાળી વાત ગમી. હરણ ક્યાં ગયું તે ગોપાળે પેલા દુષ્ટ ઠાકોરને કહ્યું નહીં તે ઘણું સારૂં કર્યું. એણે માર ખાધો છતાં પણ જે કહેવું નહોતું તે તો ન જ કહ્યું. તેથી એ છોકરો બહુ સારો. માસીબા, તમને તે નથી ગમતો ?"

**સીતાએ** કહ્યું, "તે મને ગમે છે તો ખરો; પરંતુ જે કારણ તેં બતાવ્યું તે કારણને લીધે નહીં."

**નટવર** આવેશથી બોલ્યો, "શું તમને ગોપાળ ગમતો **નથી** ? એણે ગરીબ પ્રાણીનો જીવ બચાવ્યો, જાતે માર ખાધો, તોપણ વિશ્વાસઘાત કર્યો નહીં. તોપણ તમને તે ગમતો નથી ?"

**કાશી** અને **કમળાથી** મુંગાં બેસી રહેવાયું નહીં **તેથી તેમણે** પૂછ્યું, "**નટવરે** આપેલો જવાબ તમને ગમ્યો નહીં ?"

**સીતા**:—"ના, **નટવરનો** જવાબ ગમ્યો નથી એમ **નથી**. તમે જરા બેસો ને હું કહું છું તે સાંભળો."

**સીતાનું** આ કહેવું સાંભળી **નટવર** બોલી ઉઠ્યો:-"મારૂં કહેવું તમને ગમ્યું ખરૂં કે ની ?"

**સીતા**:—"હા, ગોપાળ મને ગમ્યો તો ખરો. તેણે વિશ્વાસઘાત કર્યો નહીં તેથી મને ગમ્યો. પરંતુ તેને જે કહેવું નહોતું તે ન કહ્યું તેથી એ છોકરો સારો એમ હું કહીશ નહીં. કોઇપણ મનુષ્યનું કૃત્ય સારૂં છે કે નરતું તે ઠરાવતાં અગાઉ તેણે શા કારણથી એવો નિશ્ચય કર્યો છે તે હું જાણી લઉં છું. મને ગમ્યું અગર ન ગમ્યું એ કાંઇ

કોઇ કાર્યનું યોગ્ય કારણ કહેવાય નહીં. કાર્યનું કારણ સારૂં છે કે નહીં તે પ્રથમ નિશ્ચિત કરી લેવું જોઇએ.”

નટવરઃ—“ગોપાળે જે કારણ આપ્યું તે યોગ્ય જ હતું તેમ જ હિંમતભર્યું પણ હતું, એથી તે છોકરો સારો એમ હું કહું છું.”

સીતાઃ—“ હા, યોગ્ય કારણસર જો નિશ્ચયી હોય તો તેની પ્રશંસા કરવી જોઇએ. પરંતુ પોતે એક કામ કરે છે તે શા કારણથી કરે છે તે કારણ ન બતાવતાં ‘મને એમ કરવું ગમે છે’ એટલું જ કહી જો તે તે કામ કરે તો તિરસ્કારને પાત્ર થાય છે.”

આ સાંભળી કાશી બોલીઃ “નટવર સાંભળ્યું કે ? તું હમેશ કહે છે કે હું આમ કરીશ ને તેમ કરીશ, મને આ ગમે છે ને પેલું નથી ગમતું, એની મને ઘણી ચીડ ચઢે છે.”

સીતાઃ—“ કાશી, તને ચીડ ચઢે છે માટે નટવર તને કારણ કહેતો નથી. તું ચીડાશે નહીં તો એ તને કોઈ કોઈ વાર કારણ કહેશે.”

નટવરઃ—“ હા. મારાં કારણો તો મારી પાસે હોય છે જ; પણ તે જણાવવાનું મને ગમતું નથી.”

સીતાઃ—“ તો પછી તારી બ્હેનને તારૂં કરવું ગમે નહીં તેમાં તેનો દોષ નથી.”

નટવરઃ—“ ના, કારણ કહેવા બેસવું મને ગમતું નથી. ન્હાની ન્હાની વાતોમાં તે શાં કારણ હોય ? જમ્યા પછી ઘોડા ઘોડા રમીશું, બોલબેટ રમીશું, પણ હમણાં તો ચિત્ર જ જોઇએ, એનાં તે વળી શાં કારણ હોય માસીબા ?

સીતાઃ—“ તું કહે છે તે બરાબર છે. આવી ન્હાની સુની વાતોમાં નિશ્ચય કરવામાં ડાહાપણ નથી. સમજુ માણસો આવી બાબતમાં હઠીલાઈ કરતાં નથી.”

નટવરઃ—"માસીબા, બા, મ્હોટી બ્હેન અને સાવિત્રી મને હઠીલો કહે છે. પણ તમારી આગળ મેં કદી પણ હઠ કરી છે? સાવિત્રી મને જરા જરામાં વઢે છે, મારવા આવે છે તેથી જ હું એની સાથે હઠ કરૂં છું. તમે મારી સાથે મીઠું મીઠું બોલો છો તેથી તમારી જોડે હું આવી રીતે વર્તું છું."

સીતાઃ—"નટવર! દરેક પ્રાણી સાથે બે રીતે વર્તી શકાય છે. સ્નેહથી અને શઠતાઇથી. જે સમજી શકે તેની સાથે સ્નેહભર્યું વર્તન રાખવું જોઇએ. જેનામાં સમજશક્તિ નથી તેની સાથે શરૂઆતમાં સ્નેહથી વર્તવું, પણ તેથી જો કાંઇ ફાયદો થાય નહીં તો સખ્તીથી વર્તવું જોઇએ."

નટવરઃ—"મારા ઉપર કોઇ જુલમ કરે તો હું તેને તાબે ન થાઉં!"

સીતાઃ—"જો એમ હોય તો તારે સમજીને ચાલવું જોઇએ. જો તું સમજીને ચાલે તો તારા ઉપર કોઇ પણ જુલમ કરે નહીં, તેમજ તને હઠીલો પણ કહે નહીં. તું નજીવી બાબતોમાં હઠ કરે તે ખોટું."

નટવરઃ—"પણ ફલાણું કામ વિચારવાળું છે કે અવિચારી છે તે હું શી રીતે સમજું?"

સીતાઃ—"બરાબર, તું ન સમજી શકે. પણ તારાથી જે મ્હોટાં હોય તે તો સમજે કેની? તેથી તારે મ્હોટાંનું કહ્યું માનવું જોઇએ. મોહનની માફક ગમે તેવી વાતોમાં હઠીલાઇ ન કરવી જોઇએ."

નટવરઃ—"સાવિત્રી મને વારે ઘડીએ ગધેડો ગધેડો કહે છે. તે શું હું ગધેડો છું? ગધેડાની જોડે પણ જો સારી રીતે વર્તીએ

તો તે પણ સારી રીતે ચાલે. માસીબા, એ વિશે એક વાત વાંચી સાંભળાવું ? તે કઇ ચોપડીમાં છે તે હું જાણું છું.”

આમ કહી તેણે ટેબલ ઉપરથી એક ચોપડી લીધી, અને તેમાંથી એક વાત વાંચી સંભળાવી અને પૂછ્યું, “બોલો હું ગધેડા જેવો છું ? વારૂ એ તો ઠીક. સાવિત્રી મને કહેતી હતી કે મારા વાળ ગુંચવાઈ ગયા છે ને પગ ફાટી ગયા છે, તેથી મારે એની પાસે માથું હોળાવવું અને કોકમ ઘસાવવું એમ બાએ મને કહ્યું છે. મને એની પાસે જવું ગમતું તો નથી, પણ બાએ કહ્યું છે તેથી હું જઇશ. ચાલો, માથું હોળાવતાં હું કેવો ડાહ્યો થઇને બેસું છું તે જોવા આવો છો ?”

પોતાના ઉપદેશનું શિષ્યના મન ઉપર કેટલું પરિણામ થયું છે તે જોવાના હેતુથી સીતા નટવરની સાથે ગઇ. નટવર હાથમાં કાંસકી લઇ સાવિત્રી જ્યાં હતી ત્યાં જઇ સ્વસ્થ ઉભો અને બોલ્યો, “સાવિત્રી બહેન, લ્યો હું કાંસકી લઇ આવ્યો છું.”

નટવર આગળ બેઠો એટલે સાવિત્રીએ સપસપ માથું હોળી નાખ્યું. પરંતુ નટવર એક શબ્દ પણ બોલ્યો નહીં. તે ગુલાબે જોઈ લીધું અને કહ્યું:–“સાવિત્રી બ્હેન, જરા ધીમે માથું હોળો. તમે આવી રીતે મ્હારૂં માથું હોળો તો તે મને જરા પણ ગમે નહીં.”

સાવિત્રી:—“તમારા માથાની વાત જુદી છે. નટવરના વાળ તો ઘણા ગુંચવાઇ ગયા છે.”

આમ કહી તેણે પહેલાંની માફક નટવરનું માથું હોળવા માંડ્યું, છતાં નટવર એક પણ શબ્દ બોલ્યો નહીં. તેણે સીતા માશી તરફ ફરીને કહ્યું:–“માશીબા, થયું. હું ચૂપ બેશી રહ્યો કેની ?”

આ સાંભળી **સીતા**બ્હેનને સંતોષ થયો, અને **નટવર**નો હાથ ઝાલી તેની મા પાસે તેડી જઇ તેણે કહ્યું, " ગુલાબ બ્હેન, આજે **નટવર**નું વર્તન જોયું કેની? આજે એને ખાવાનું લેવાને એક પૈસો આપજો. "

જે **નટવર** તેના શરીરને કોઇ હાથ અડકાડે કે તરત વાંદરાની પેઠે કૂદકો મારી દોડી જઇ શોરબકોર કરી, આખું ઘર ગજાવી મુકતો તે **નટવર**નું આજનું શાંતવર્તન જોઇ ગુલાબને આશ્ચર્ય લાગ્યું. અને તેણે **સીતા**ને કહ્યું, " **સીતા**બ્હેન, **નટવર**ને આજ ખાવાનું લેવા સારૂ પૈસો તો મળશેજ. પણ મુંબઇથી આજે આફુસની કેરીઓ આવી છે તેમાંથી બે કેરીઓ પહેલી એને મળશે. " એમ કહી નોકરની પાસે કેરી મગાવી **નટવર**ની સામું જોઇ કહ્યું:—"**નટવર**, **સાવિત્રી** બ્હેન આમ કેમ કરે છે? તને તારી મેળે માથું હોળતાં આવડતું નથી?"

" બા, મને એ બધું મારી મેળે કરતાં આવડે છે, ને હું મારી મેળે જ કરૂં એમ મારા મનમાં થાય છે. "

" ત્યારે તેમ કરવામાં કોની—માશીબાની—હરકત છે? "

**સીતા**:—" અરે વાહ, એમ તે હોય? એ આવું આવું કામ પોતે જાતે કરે તેમાં મારો જરા પણ વાંધો ન જ હોય. એને જે જે આવડતું હોય તે તે એ પોતાની મેળે કરે તેમાં હું તો ઘણી રાજી છું. નજીવા કામને માટે બીજાને વિના કારણ મહેનત ન આપવી એમ એ હવે સમજે છે. એ પોતાને માટે જેટલું જાતે કરશે તેટલું સારૂં. એને મારૂં કહેવું પણ એ જ છે. પરંતુ એણે મને આવીને કહ્યું કે તમે જ એને **સાવિત્રી**બ્હેન પાસે માથું હોળાવવા જવાનું કહ્યું છે. આથી મેં એને જવા દીધો. કારણ, માબાપે કહેલી વાત, સાધારણ

હોય અગર મહત્વની હોય તોપણ, તે છોકરાંએ માનવી જોઇએ. પછી તે તેને ગમે અગર ન ગમે તોપણ કોઇ પણ વાત કરવા કહેવું અગર ન કહેવું એ માબાપની મરજીની વાત છે. અને તે પ્રમાણે નટવરની પાસે કરાવવું એ મારૂં કર્તવ્ય છે, એમ હું સમજું છું. તમારી આજ્ઞા પ્રમાણે ચાલવાનું આજે એણે જાતે મને કહ્યું, અને તેમ જો હું એને ન કરવા દઉં તો માબાપની આજ્ઞા તોડવામાં ઉત્તેજન આપ્યા જેવું થાય. તમે એને કાંઇ કરવાનું કહો પણ તે એની પાસે કરાવવું મને પસંદ નહીં હશે તો તે સંબંધે હું તમને ખાનગીમાં કહીશ; પરંતુ પ્રથમ તમારો હુકમ મનાવવો તે મુખ્ય વાત છે. જે માણસ માબાપની અગર એવાજ મુરબ્બીની આજ્ઞા ન પાળવાનું છોકરાને ઉત્તેજન આપે છે તે એક પ્રકારે પાપ આચરે છે એમ મારૂં માનવું છે."

**સી**તાનું આ ખરી લાગણીનું બોલવું સાંભળી ગુલાબ થોડીવાર સ્તબ્ધ રહી. શો જવાબ દેવો તે એને સૂઝયું નહીં. હું મારાં પોતાનાં છોકરાં સારૂ જેટલી ફિકર રાખતી નથી તેટલી **સી**તા રાખે છે એમ જણાઇ આવ્યાથી એ જરા ગુંચવણમાં પડી. પરંતુ આખરે હિંમત રાખી બોલીઃ—

"**સી**તાબ્હેન, હું તમારી ઘણી આભારી છું. નટવરનો સ્વભાવ ઘણો હઠીલો છે. અને તેને પરિણામે હજુ સુધી એને એકડો પણ કાઢતાં આવડતો નહોતો. એ આગળ જતાં સારો નીવડશે એમ મને લાગતું નહોતું. મારી સ્થિતિ તો તમે દેખાછો જ. છોકરીઓ તો શું બે દિવસ રહી સાસરે જશે. મારી આશા એક નટવર પર. પણ એ પહેલાં તો બરાબર વર્તતો નહીં, અને હવે જે સુધર્યો છે તે તમારે પ્રતાપે. મારા ઉપર એને જે વ્હાલ છે તે તમે ઉપજાવ્યું છે.

અને તેટલા માટે હું તમારી ઓશીંગણુ છું. નટવરની દરેક બાબતની જવાબદારી તમારા ઉપર છે. પણ નટવરની સાથે સાવિત્રી આમ કેમ વર્તે છે તે હું સમજી શકતી નથી."

એટલામાં સાવિત્રી ત્યાં આવી પહોંચી અને તેણે ગુલાબને કહ્યું, "કેમ તમે મને નટવરનું માથું હોળવાનું કહ્યું નહોતું કે ?"

ગુલાબે જવાબ દીધોઃ "મેં કહ્યું હતું તેનો અર્થ તમે સમજ્યાં નહીં. ખેર ! પણ હું સ્પષ્ટ કહું છું કે હવેથી છોકરાંઓની બાબતમાં સીતાબ્હેનનો અને મારો અભિપ્રાય એક જ છે. કદાચિત કોઇ વખતે અમારા બેના કહેવામાં કાંઈ ફેર પડે તો સીતાબ્હેનના કહેવા પ્રમાણે સર્વેએ ચાલવું."

આ સાંભળી સાવિત્રી ત્યાંથી બબડતી ફફડતી ચાલી ગઇ. પછી ગુલાબ નટવર તરફ ફરીને બોલીઃ "ભાઈ, ન્હાવું, માથું હોળવું વગેરે કામ આજથી તું તારી મેળે કરજે."

પોતાની માના આ શબ્દો સાંભળી નટવર આનંદિત થઇ માનો ઉપકાર માનવા જતો હતો, પણ ગુલાબે તેને અટકાવી કહ્યું, "તું શું કહેવાનો છે તે હું સમજી. મારો ઉપકાર માનવાને બદલે માસીબાનો ઉપકાર માન."

પોતાની માની આનંદિત વૃતિ જોઈ પોતાને ખુશી થઇ તે તથા પોતાને બે કેરીઓ મળી એ વાત કહેવાને નટવર પોતાની બ્હેનો પાસે દોડી ગયો.

---

# પ્રકરણ ૭ મું.

## મીજબાની.

કેટલાક દિવસ વીત્યા પછી ગુલાબને ખુશમિજાજમાં જોઇ **સીતા**એ કહ્યું:“ હું આજે તમને એક વિનંતી કરવાની છું. એ વિનંતી મારી પોતા તરફની નહીં પણ **કાશી** તથા **નટવર**ની વતીની છે. ”

એમ કહી તેણે એક ચિઠ્ઠી બતાવી. એ ચિઠ્ઠીમાંનું લખાણ **કાશી**એ લખાવ્યું હતું અને **નટવરે** લખ્યું હતું. ચિઠ્ઠી લખવાની રીત તથા **નટવર**ના અક્ષર એ બે એને બતાવવા તથા કાંઇ કામ હોય તો તે રૂબરૂમાં ન કહેતાં ચિઠ્ઠીદ્વારા કેવી રીતે કરવું એ શિક્ષણ આપવાના હેતુથી **સીતા**એ આ ચિઠ્ઠી લખાવી હતી. ચિઠ્ઠી વાંચી ગુલાબને ઘણી ખુશી પ્રાપ્ત થઇ. ગુલાબની પ્રસન્ન મુદ્રા જોઈ **સીતા**એ કહ્યું, “ એક દિવસ અમે એક દુકાને ખરીદી કરવા ગયાં હતાં. ત્યાં ટોમેટોનાં બી **નટવર**ની નજરે પડયાં. તેમાંથી એણે એક ખાધું. તેથી મેં એને કહ્યું કે જો એ વાવીએ તો એનાં ફળ સારાં આવે છે. તે ઘણાં રૂચિકર લાગે છે. તેમજ એનું શાક પણ સારૂં થાય છે. એનાં બી ખાવામાં સારાં લાગતાં નથી. ત્યારે એણે કહ્યું કે હું એ બી વાવીશ ને એનાં ફળનું શાક કરીને ખાઇશ. આ ઉપરથી મેં એને બી લઇ આપ્યાં. સાથે સાથે પાવડો કોદાળી પણ લીધાં. પછી જમીન સાફ કરાવીને વવડાવ્યાં. તે કેવડાં થયાં છે તે રોજ જોવા જવાનું મન કરશે ને મને પુછ્યાં કરશે, તેથી કોથમીર, મેથીની ભાજી વગેરેના કયારા પણ એની પાસે તૈયાર કરાવ્યા. તથા એને એકલાને કંટાળો આવે માટે કેટલાક નોકરો પાસે પણ તૈયાર કરાવ્યા. તેમાં મ્હોટી બ્હેને તુળસી, મોગરો

ગુલાબ વગેરેના ફુલઝાડો વાવ્યાં છે. સિવાય બીજાં પણ શાક વાવ્યાં છે. કાશીને ટાપટીપ જરા વિશેષ પસંદ છે તેથી તેની પાસે કુંડામાં રંગબેરંગી છોડો વવરાવ્યા છે. કુંડા ઉપર તેણે ચોખ્ખે અક્ષરે નામની ચિઠ્ઠીઓ મારી છે, અને તે સરખે અંતરે સામસામાં ગોઠવ્યાં છે. તડકો નમે છે ત્યારે છોકરાંઓ ત્યાંનો બધો કચરો સાફ કરી નાંખે છે. પછી ઝારીવડે પોતપોતાનાં ઝાડને પાણી પાય છે. કોઇ કોઇ વાર હું તેમને મદદ કરૂં છું. આથી તેમને ગમ્મત પડે છે, અને સાધારણ કસરત પણ મળે છે. બીજું એ કે ન્હાનાંને મ્હોટાં કરવાં તે ઉતાવળનું કામ નથી, તેમ કેટલાંક કામો વખતસર જ કરવાં પડે છે, વગેરે બાબતોનું એમને શિક્ષણ મળી આગળ તેનો એમને સારો ઉપયોગ થાય છે. બાગમાં જે ઝાડ વગેરે છે તેની યાદી કરી રાખી છે. ઝાડનો ઉપયોગ શો છે, વનસ્પતી શા કામમાં આવે છે, એવા એવા પ્રશ્નો બાળકો પૂછે છે અને તેનો જવાબ દેવાની મને ફરજ પડે છે. અને તેમના મનમાં જે કલ્પના આણવી સારી છે તે ઠસાવવાને ઠીક પડે છે. કાશીએ થોડાં ઝાડોનાં ચિત્ર પણ કાઢ્યાં છે. એમણે જે કાંઇ કર્યું છે તે બતાવવાની એમને ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. અને આજે તેમ કરવાનું તેમના મનમાં છે."

આ સર્વ હકીકત સાંભળી ગુલાબબ્હેનને ઘણો આનંદ થયો. એ કાંઇ કહેવા જતી હતી એટલામાં **સીતા** બોલી, "મારી વાત હજુ પૂરી થઇ નથી. તમને કંટાળો આવશે કે શું એવી મને બ્હીક લાગે છે."

"તમને આવી શંકા કેમ આવી એતું જ મને તો આશ્ચર્ય લાગે છે."

**સીતા:**—"ખરૂં જોતાં એમાં શંકા લાવવા સરખું કાંઇ નથી.

પરંતુ હું જે વાત કરવાની છું તે મનોરંજક નથી એમ મને લાગ્યું. કેટલાંકને મનોરંજક વાતો જ બહુ ગમે છે; તેમાંથી તેમને કાંઇ લાભ ન થાય અગર તેમાં તેમનો વખત નકામો જાય તેની પણ તે દરકાર કરતાં નથી. મારા આ કહેવાનો અર્થ એવો ન સમજવો કે મનરંજન કરવું નહીં. ઉપયોગી વિષય તરફ ધ્યાન દોડાવવાની અને તત્વદષ્ટિથી વિચાર કરવાની ટેવ હોવી જોઇએ. આ ટેવ માત્ર પુરૂષોને જ હોવી જોઇએ છીએ અને સ્ત્રીઓને તે વિના ચાલે એમ છે એમ માનવું રાસ્ત નથી. છોકરવાદી તથા નિરૂપયોગી વાતોમાં વખત ન ગુમાવતાં સ્ત્રીઓ જો ઉપયુક્ત સંસારી વિષયોમાં પોતાનું મન પરોવે તો તેનું પરિણામ તેમને એકલાને જ નહીં પણ તેમની પ્રજાને તેમ બીજાઓને પણ હિતકારક થશે. ખરૂં હિત શેમાં છે એ જાણનારી સ્ત્રીઓ ઘણી થોડી નજરે પડે છે. કેટલીકને તો તેવી વાતો સાંભળવાનો પણ કંટાળો આવે છે તો તે પ્રમાણે વર્તન કરવાની તો વાત જ ક્યાંથી ? આ ટીકા એકલી સ્ત્રીઓને જ લાગુ છે એમ નથી. એવા પુરૂષો પણ ઘણા નજરે પડે છે. ચમત્કાર તો એ છે કે જેમણે આ વાત અવશ્ય જાણવી જ જોઇએ તેમાંનાં ઘણાંકની આવી શોચનીય સ્થિતિ છે, અને એથી મને શંકા આવી. ”

**ગુલાબ:**—“**સી**તાબ્હેન, તમારૂં કહેવું ખરૂં છે. હું જરા આળસુ છું. મારી બ્હેનપણીઓ પણ તેવીજ છે. અમને કામ કરવાનો કંટાળો આવે છે. કાંઈ ગમ્મત પડે એવું ન હોય તો તે જોવું અગર સાંભળવું ગમતું નથી, કંટાળો આવે છે. આ વાત ખરી છે, છતાં પણ હમણાં હમણાં મારા મનમાં ભાંગફોડ થયાં કરે છે. વખતે એમ થાય છે કે સારી સારી ચોપડીઓ વાંચુ; સારાં સારાં કામો કરૂં. પણ તરત પાછું મનમાં એમ આવે છે કે બળ્યું એ નકામી મહેનત કોણ ઉઠાવે?

આપણે શું કામ છે ? પાસે પૈસા છે ત્યાં સુધી ખાવું, પીવું અને નિરાંતે રહેવું. પરંતુ આ છોકરાંની હાલની સ્થિતિ જોઇ મનમાં વિચાર આવે છે કે આવીજ રીતે જો ચાલશે તો મારા જેવી ભાગ્યશાળી કોઇંજ નહિ! છોકરાંના ભલા સિવાય માતાને બીજી કઇ વસ્તુ પ્રિય હોય? એકલું પોતાનું જ સુખ જોવું ન જોઇએ એમ હું હવે સમજવા લાગી છું. હવે મ્હારૂં મન છોકરામાં પરોવાવા માંડયું છે એટલે એમના સંબંધની વાતનો કંટાળો ન આવતાં ઉલટો તેથી મને આનંદ થાય છે."

**સીતા**:—"ઠીક છે ત્યારે. હવે મને પણ તે વાત કહેવાથી આનંદ થશે. અને હવે હું તે જ કહું છું. સ્ત્રીઓને શિક્ષણ આપવું એવું હાલમાં ઘણા લોકોના મનમાં આવવા લાગ્યું છે. પરંતુ કેવી રીતનું શિક્ષણ આપવું તે સંબંધે વાદ છે. તે સર્વ હું હાલ જ તમને કહેતી નથી. આજ સુધીમાં તમારાં છોકરાંને મેં જે શીખવ્યું છે તે તમારી જાણમાં છે જ. આજ માત્ર એટલું જ કહું છું કે સ્ત્રીઓને રસોઇની ઘણી સારી આવડત હોવી જોઇએ. તેમજ સુગૃહીણીના ગુણો તેમનામાં અવશ્ય હોવા જોઇએ. આ શિક્ષણ જો તેમને ન્હાનપણમાં મળે નહીં તો મ્હોટપણમાં એ શીખતાં તેમને કંટાળો આવે છે. આવું શિક્ષણ શ્રીમંતોના ઘરની સ્ત્રીઓને પણ મળવું જોઇએ; ઘરમાં રસોઇઓ, ચાકર નોકર વગેરે છે, એટલે આપણે એ માથાકૂટની શી જરૂર છે, એમ ઘણાની માન્યતા છે. પણ એમની એ સમજ ઘણી ભૂલભરેલી છે. નોકર વગેરે રાખવાની શક્તિ છે તેથી રસોઇ શીખવાની કે ગૃહીણીધર્મ શીખવાની શી જરુર છે એ ધારણા અયોગ્ય છે. નોકરોને કાંઇ જોઇએ તેવી ફિકર હોય નહીં. એટલે દરેક વસ્તુમાં નુકસાન થવાનો સંભવ હોય છે. અને નુકસાન થાય છે પણ ખરૂં. માટે જેમને નોકર વગેરે રાખવાની શક્તિ છે તેમની સ્ત્રીઓને પણ રસોડામાં તેમજ

ઘરમાં દેખરેખ રાખવાની જરૂર છે. એતો સ્વતઃસિદ્ધ વાત છે કે જેમને કામની માહિતી હોતી નથી તેમનાથી દેખરેખનું કામ થઇ શકતું નથી. વળી કેટલાંક કામો એવાં હોય છે કે તે જાતે જ એક ચિત્તે કરવાં જોઇએ છીએ. નોકરોનું કામમાં ચિત્ત હોતું નથી. બીજું એ કે આ પ્રકારનું શિક્ષણ સ્ત્રીઓને મળે તો ઘરકામમાં તેમનું ચિત્ત લાગે છે અને તેમનામાં ટાપટીપ તથા વ્યવસ્થિતપણાના ગુણો આવે છે. આથી કાશીને તથા કમળાને તરેહતરેહવાર જાતનાં અથાણાં, મુરબ્બા, રાયતાં, પકવાન તથા શાકભાજી વગેરે કેવી રીતે કરવાં તે સર્વ મેં શીખવ્યું છે. આમાંની ઘણી ચીજો કાશીને સારી રીતે કરતાં આવડે છે. આજે રાતરે નાસ્તાની તૈયારી કરાવી છે ને તે બધું કાશી જાતે કરવાની છે. એ લોકોએ ભાજીપાલો જાતે વાવી તૈયાર કર્યો છે તે બધું તમારા ખાવામાં આવશે. આ ધોરણે વ્યવસ્થા રાખી છે તે તમને પસંદ પડશે કે નહીં ? ”

ગુલાબઃ—“સીતાબ્હેન, એમાં મારી સંમતિ છે. છોકરાંઓએ જાતે મહેનત કરી વાવેલાં શાકભાજી ને તે પણ વળી છોકરીઓએ જાતે રાંધી તૈયાર કર્યું છે તે, ખાવાનો વખત આવ્યો છે તો એથી બીજું વધારે ખુશી થવા જેવું શું છે. ગમે તે થાય તોપણ આજે હું બ્હાર જઇશ નહીં. ”

આ વાત પૂરી થાય છે એટલામાં રાધાબ્હેન તરફથી તેમની ચાકરડી આવી. તેને જોઇ ગુલાબે પુછ્યું, “ દિવાળી, આજે આ વખતે કેમ આવી છે ? ”

દિવાળી—“ બાએ તમને જલદી જમી લઇ રાહ જોવા કહેવડાવ્યું છે. ”

ગુલાબઃ—" કેમ ? આજે શું છે ? "

દિવાળી—"તેની મને કાંઇ ખબર નથી. પણ બા બીજાની સાથે કાંઇ નાટકની વાત કરતાં હતાં ખરાં. "

ગુલાબઃ—"હા, બરાબર છે. તે કંપની આજે દ્રૌપદીનો ખેલ કરી બીજે ગામ ઉપડી જવાની છે. આજનો ખેલ છેવટનો છે. આવી તક વારે ઘડીએ આવતી નથી. બ્હારગામના લોકો ખાસ પૈસા ખરચી સુરત ખેલ જોવા આવે છે. આપણે અહીંને અહીં છીએ ને ન જઇએ તે કાંઇ ઠીક નહીં. એવું તારી બા મને કાલે કહેતાં હતાં. "

દિવાળીઃ—" બાને શું કહું ? "

ગુલાબ જરા વિચારમાં પડી. પણ થોડા જ વખત અગાઉ પોતે **સી**તાબ્હેનને જે કહ્યું હતું તે યાદ આવતાં તેણે દિવાળીને કહ્યુંઃ—" તારાં બાને કહેજે કે મારો વિચાર આજે નાટક જોવા આવવાનો નથી. "

**સી**તાઃ—" ગુલાબબ્હેન, તમે આજે જશો નહીં તેથી તમારાં બ્હેનપણીઓને માઠું તો નહીં લાગે ? "

ગુલાબ—"માઠું લાગે અગર ન લાગે, પણ આજે મને અહીં જે આનંદ થવાનો છે તેવો નાટક જોયાથી નહીં થાય. દીવાળી જા, તારી બાને કહેજે કે આજે હું નહીં આવું. મારે આજે ઘેર રહેવું જ જોઇએ. "

ગુલાબબ્હેન આજે નાટક જોવા આવવાનાં નથી એ જાણી રાધાને ઘણી નવાઇ લાગી. એની પાસે બીજાં બૈરાં બેઠાં હતાં તેમણે કહ્યું, "આ બધો **સી**તાનો ખેલ છે. એ એના ઘરમાં જ્યારથી આવી છે ત્યારથી એમનું મન જરા ચંચલ થયું છે. **સી**તાએ એમને કાંઇ અજબ મોહિની લગાડી છે. "

ચાર બૈરાં ભેગાં થયાં એટલે કુથલી તો થવાની જ, એ સાધારણ નિયમાનુસાર ત્યાં કુથલીની શરૂઆત થઇ પણ હશે. આ વાર્તાને તે સાથે કાંઇ સંબંધ નથી. માટે આપણે ગુલાબના ઘર તરફ વળીશું.

ગુલાબે ઘેર રહેવાની હા કહી છે એ વાતની છોકરાંને **સી**તા તરફથી ખબર થતાં તેમના હર્ષનો પાર રહ્યો નહીં. દરેકે પોતપોતાની તૈયારી ઉત્સાહથી ચલાવી. **સી**તાની દેખરેખ હતી જ એટલે તૈયારીમાં કાંઇ પણ ખામી રહી નહીં.

સર્વે જમવા બેઠાં એટલે ટોમેટો ખાવાને ઉતાવળા થયલા **નટવરે** શાકનો કોળીઓ ભર્યો. પરંતુ શાક જરા તીખું લગવાથી તેને એકદમ પાણી પીવું પડયું. આથી ત્યાં સેહેજ હસાહસ થઇ.

રસોઇ ઉત્તમ થઇ હતી તેથી ગુલાબથી તેનાં વખાણ કર્યાં વિના રહેવાયું નહીં. પીરસવામાં પણ રખાતી ચોખવટ અને વ્યવસ્થાને લીધે પણ ગુલાબને આનંદ થયો. અને એ બોલી, "રસોઇ સારી થઇ હોય તેની સાથે પીરસવા વગેરેમાં ચોખ્ખાઇ તથા વ્યવસ્થિતપણું પણ હોવાં જોઇએ. નહીં તો એક વખત ગંદવાડીથી સૂગ ચઢે તો સારા બનેલા પદાર્થો પણ ખાતાં મન કચવાય છે."

આવી આવી વાતો કરતાં ઉજાણી પૂરી થઇ અને બધાં આગલા દિવાનખાનામાં આવીને બેઠાં. ટેબલ પરથી એક ચોપડી લઇ **કાશી**એ વાંચવા માંડયું. પુસ્તક જૂની કાઠીઆવાડી ભાષામાં લખેલું હોવાથી **નટવર**ને તે સમજાયું નહીં. આથી **કાશી**ને જરા નવાઇ લાગી.

**સી**તા:—" **કાશી**, એમાં તારે નવાઇ પામવા જેવું કાંઇ નથી. એને તો એ ભાષા નવી જ લાગે. એ પુસ્તક મેં પ્રથમ વાંચ્યું ત્યારે

મને પણ કેટલાક શબ્દો સમજાયા નહોતા." એમ કહી જે જે શબ્દો એ સમજી શકી નહોતી તે એણે કહી બતાવ્યા.

**સીતા** પણ કાંઇ કાંઇ સમજી શકી નહોતી એમ જાણી **નટવરને** હિંમત આવી. એને જે ભાગ સમજાયો નહોતો તે ભાગ સમજાવવા તેણે કહ્યું. અને ભવિષ્યમાં પણ ન સમજાય તે વિષે પૂછવાની ટેવ રાખવાનો નિશ્ચય કર્યો.

---

# પ્રકરણ ૮ મું.

---

## ગુલાબની માંદગી.

એક દિવસ **સીતા**એ **નટવર**ને પુના ચિત્રશાળા પ્રેસની તથા રવિવર્માની ચિત્રેલી છબીઓનું પુસ્તક જોવા આપ્યું. **નટવર** રવિવર્માનું સર્વદમન સિંહના દાંત ગણે છે તે ચિત્ર જોવાને ઘણો ઉતાવળો થઇ રહ્યો હતો. પણ કમળા એની જોડે ચિત્રો જોવા બેઠી હતી તે દરેક ચિત્ર બરાબર જોઇ રહેતી નહીં ત્યાં સુધી પાનું ફેરવતી નહી. સર્વદમનનું ચિત્ર જોવા ઉતાવળા બનેલા **નટવરને** કમળાનું આ કૃત્ય ગમ્યું નહીં. તે પાનાં ફેરવવાની ઉતાવળ કરતો હતો, પણ કમળા તેને દાદ દેતી નહીં. આથી એક તરફ કમળા ને બીજી તરફ **નટવર** એમ બે જણાં ચોપડી ખેંચવા લાગ્યાં. આથી ચોપડી ફાટી જાત પણ એટલામાં **સીતા** ત્યાં આવી પહોંચી. તેણે ચોપડી લઇ લીધી, અને બંનેને જૂદા જૂદા ઓરડામાં મોકલી દીધાં. **નટવરનો** વાંક છે, છતાં એને ન વઢતાં, મારો વાંક ન છતાં મને વઢે છે, એમ લાગવાથી કમળા રીસાઈ બેઠી. **સાવિત્રી** આવો કાંઇ લાગ શોધતી જ હતી. તે

ધીમે રહીને કમળા પાસે ગઇ અને બદામની એક રોટલી આપી તેનું સમાધાન કર્યું. ન્હાનાં છોકરાંની એક રીત એવી છે કે તેમને લઢતાંએ વાર નહીં ને ભેગાં રમતાં પણ વાર નહીં. તે મુજબ ઘડી અધઘડી ઉપર લઢેલી કમળા નટવરને રોટલીમાંથી ભાગ આપવા ગઇ. નટવરને ખાવાની લલુતા ઘણી હતી. પરંતુ હાલમાં નવા ઉદ્યોગમાં અને નવા આનંદમાં તે પડેલો હોવાથી એની લલુતા ઓછી થઇ હતી. એણે રોટલી લીધી નહીં અને કહ્યું," મારે એ નહીં જોઇએ. તું એ સાવિત્રી માસીને પાછી આપ. માશીબાને જો ખબર પડશે તો ખીજશે. અને તું જો પાછી આપી દઇશ તો માશીબાને કહીને તને એક બીજી રોટલી અપાવીશ. એ ના નહીં કહે."

કમળાએ પોતાની ભૂલ જોઇ. અને એણે સાવિત્રીને રોટલી પાછી આપી અને કહ્યું, "આ રોટલી તમે મને આપી છે એ માસીબાને ખબર નથી તેથી મારે એ લેવી નહીં એવું નટવરનું કહેવું છે." સાવિત્રીને નટવરના આ વર્તનથી આશ્ચર્ય લાગ્યું. અને તેણે પોતાનો હેતુ સફળ થવા બીજી યુક્તિની જરુર દીઠી.

બીજે દિવસે નટવરે કમળાને અને પોતાને એક એક બદામની રોટલી આપવા સીતાને કહ્યું. નટવર પોતાને જોઇતી વસ્તુ માગી લે છે એમ જોઇ સીતાને આનંદ થયો અને તેણે બંનેને એક એક રોટલી આપી.

નટવર રોટલી ખાય તે પહેલાં એક સેખચલ્લીની રમત કરનાર ત્યાં આવી રમત કરવા બેઠો. નટવર તે જોવા બારીમાં જઇ ઉભો. આ રમતમાં એક છોકરો લાકડી ઉપર ચાલતો હતો. તેણે ચાલતાં ચાલતાં બારીમાં ઉભેલા નટવર તરફ જોયું ને તેની આગળ હાથ

ધર્યો. છોકરો ઘણો ભુખ્યો હતો. નટવરે કહ્યું, " મારી પાસે પૈસા નથી પણ આ રોટલી છે. તે તારે જોઈતી હોય તો આપું."

નટવરને રોટલી આપતો જોઇ **સીતા**એ તેનો હાથ પકડી લીધો ને કહ્યું:–"ભાઇ, આટલી રોટલીથી એને સંતોષ નહીં વળે. તારે એને કાંઇ આપવું હોય તો પૈસા આપ. તે એથી ઘણો ખુશી થશે." એમ કહી નટવરના હાથમાં એક પાવલી મુકી. તે નટવરે પેલા છોકરાને આપી. તે લઇ બાપ દીકરો તેને ઘણી મમતાથી પગે લાગી ચાલતા થયા.

એક દિવસ **સીતા**એ નટવરને નીચેનો દાખલો મંડાવ્યો:–નવ લાખ ચાર હજાર ત્રણસેંને ચોવીસ; પંદર હજાર ને ત્રણ; આઠસેં ને સાત; અને પંચાવન. એનો સરવાળો કરી લાવવા કહ્યું. આ હિસાબ એણે ગણ્યો. પરંતુ જવાબ ખરો આવ્યો નહીં. તેથી **સીતા**-એ ફરીથી ગણી લાવવા કહ્યું. બીજી વાર પણ એણે ખોટો ગણ્યો. તેથી **સીતા**એ કહ્યું:–" ભાઈ, તારો જવાબ આ વખતે પણ ખોટો છે. તું ફરીને પ્રયત્ન કરી જો."

એ સાંભળી નટવરને ગુસ્સો ચઢ્યો. " મને નથી આવડતો " એમ ગુસ્સામાં ને ગુસ્સામાં તે બોલવા જતો હતો, એટલામાં **સીતા**એ તેને કહ્યું: " ભાઇ, તારો ચીઢીઓ સ્વભાવ હજુ ગયો નહીં. મેં તને તેની રીત શીખવી છે. એ દાખલો તારે જ કરવો જોઇએ. એ તને આવડે એવો છે. એકાદ બે વખત ભૂલ થાય તેમાં મુકી દઇ બેશી રહેવું ઠીક નહીં. હજુ તારે ઘણા મ્હોટા મ્હોટા દાખલા વગેરે કામો કરવાનાં છે. હોય, ભૂલીએ પણ ખરા. એમાં ઉતાવળનું કામ નથી. આ સરવાળો તારે કરવો જ જોઇએ. શાંત મન રાખીને ગણ એટલે તને આવડશે."

નટવર વ્હીલે મ્હોડે પોતાની ઓરડીમાં ગયો. ત્યાં સાવિત્રી પણ ગઇ. નટવરનું મ્હોં ઉતરી ગયલું જોઇ તે બોલી, "ભાઇ, આજ તારી તબીયત ઠીક નથી? ચાલ, તારી બા તને નીચે બોલાવે છે."

સાવિત્રી પ્રેમળ સ્વરે બોલી તેથી નટવરને ઘણું આશ્ચર્ય લાગ્યું. કારણ આજપર્યંત સાવિત્રી તેની જોડે આવી રીતે કદી બોલી નહોતી.

બા બોલાવે છે એમ સાંભળતાંવાર તે હેઠળ ગયો! પરંતુ ગુલાબ નીચે હતી પણ નહીં, તેમ તેણે એને બોલાવ્યો પણ નહોતો. તેથી તે તરત પાછો ઉપર આવ્યો. આવતાં આવતાં તેને હિસાબ કરવાની રીત યાદ આવી. સ્લેટ લઇને જાય છે તો તેના ઉપર હિસાબ કરેલો એની નજરે પડયો. સરવાળાની નીચે સાવિત્રીએ લખ્યું હતું કે મારા આંકડા ભૂશી નાખી તારા હાથના આંકડામાં જવાબ લખજે. આ વાંચી તેને ગુસ્સો ચઢયો અને તેણે આખો દાખલો ભૂસી નાખ્યો. પછી પોતે જાતે તે દાખલો ગણી સીતા પાસે જઇ ઉભો. તે વખતે પણ જવાબ ખોટો હતો છતાં તે ધીરજ રાખી ત્યાં ઉભો રહ્યો અને સીતાબ્હેનની સમક્ષ શાંત ચિત્તે દાખલો ગણી જવાબ ખરો આણ્યો ત્યારે જંપ્યો. એટલે સીતાએ સાબાશી આપી તેને કહ્યું:—"જોયું ભાઇ, ફરીથી પ્રયત્ન કર્યાથી કેવો ફાયદો થાય છે તે. જો તું તે વખતે મારૂં કહ્યું ન માની તારા સ્વભાવ પ્રમાણે બેશી રહ્યો હત તો તને હમણાં જે ખુશી થાય છે તે થાત નહી."

સાવિત્રીએ આ સર્વ બનાવ આઘેથી જોયો અને તેથી તેને વધારે દીલગીરી થઇ. સીતાએ કોણ જાણે આમને કેવી મોહિની લગાડી છે! પરંતુ આ વાત એણે પોતાની બે ચાર બ્હેનપણીઓ સિવાય બીજા કોઇને કહી નહોતી. એણે સીતાની સાથે વર્તન ઘણો નમ્રતાનું રાખ્યું હતું; તોપણ સીતાનું માન કેવી રીતે ઓછું થાય તે

બાબતના વિચાર તેના મનમાં રાત દિવસ ઘોળાવા લાગ્યા. ગુલાબની બધી સખીઓ પૂરેપૂરી તેની તરફેણમાં હતી. સાવિત્રીને પોતાનું ધાર્યું કરવાની તક જલદી જ મળી.

એક દિવસ ગુલાબ પોતાની બ્હેનપણીઓને ત્યાં રાતરે મિજબાનીમાં ગઇ હતી. ત્યાંથી પાછા આવતાં એને શરદી લાગી અને તેથી એને સળેખમ થઇ આવ્યું અને જરા તાવ પણ આવ્યો. મ્હોટાનો મંદવાડ એટલે પૂછવું શું ? ઘરના ઉપચારો કર્યા પણ તેથી કાંઇ વળ્યું નહીં. આખરે દાક્તર આવ્યા ને તેમણે દવા લખી આપી કહ્યું માણુસ મોકલજો દવા તૈયાર કરાવી મોકલીશ. દાક્તરના ગયા પછી ગુલાબે સાવિત્રીને પૂછયું, "આજે કાશી ને કમળા ઘરમાં નથી કે શું ? સીતાબ્હેન ક્યાં છે ? હું માંદી છું એ વાતની તેમને ખબર નથી કે શું ? આજે એ બધાંને થયું છે શું ?"

સાવિત્રીઃ—"એ બધાં બહાર ગયાં છે."

ગુલાબઃ—"બધાં ?"

સાવિત્રીઃ—"હું ધારૂં છું કે બધાં જ બ્હાર ગયાં છે. મને નક્કી ખબર નથી. એમની વાતમાં મારે માથું મારવું નહીં એમ તમે જ મને કહ્યું છે ને ! તેથી હું વધારે પંચાત કરતી નથી."

ગુલાબઃ—"સીતાબ્હેન કોઇને કહીને ગયાં છે ?"

સાવિત્રીઃ—"તે મને કહીને ગયાં નથી."

સીતા ખાસ સાવિત્રીને કહીને ગઇ નહોતી એ વાત ખરી, પરંતુ તેણે એક ચાકરને કહ્યું હતું તે એણે સાંભળ્યું હતું. તેથી તે ક્યાં ગઇ હતી તેની એને ખબર પણ હતી.

સાવિત્રીએ લાગ સારો છે જાણી ગુલાબને કહ્યુંઃ—"આજ સ્હવારનું તોફાન તમે જાણો છો કે ?"

ગુલાબે હેમકાઇને પૂછ્યું:—" શેનું ?"

સાવિત્રી શાંત ચિત્તે બોલી:—" વિશેષ કાંઇ નથી. કાંઇ ગભરાવા જેવું નથી. ગાવા નાચવા સિવાય બીજું કાંઇ નહોતું. "

ગુલાબ:—" સ્હવારના પ્હોરમાં આ ધંધો ? સાવિત્રી, આમ અધુરૂં બોલ નહીં. જે કાંઇ હોય તે ચોખ્ખું કહી દે. આમ સંશયયુકત બોલે છે તેથી મને વધારે ફાળ પડે છે. "

સાવિત્રી:—" બધી વાત કહેવામાં કાંઇ હરકત નથી. પણ તે જાણ્યાથી તમે વધારે ગુસ્સે થશો. તમે દિવાનખાનામાં બેસો છો તેથી એ લોકોને એમ લાગ્યું હશે કે આગલા દરવાજા આગળ શું ચાલે છે તેની તમને ક્યાં ખબર પડવાની હતી જે ?"

ગુલાબ:—" આગળ સાંભળવા જેવું શું હતું ?"

સાવિત્રી:—" ખાસ તો કાંઇ જ નહોતું. કોઇ રમત કરનારો આવ્યો હતો. તેમાં એક જણ ઢોલકી વગાડતો હતો ને નાચતો જતો હતો. તે જોઇ નટવર પણ કૂદાકૂદ કરતો હતો. "

" પણ મારી તબીયત ઠીક નથી એમ તમે કહ્યું નહોતું ?"

" નટવરને કહ્યું પણ કાશી અને કમળા સીતાબ્હેનની પાસે હતાં તેથી તેમને મેં કહ્યું નહોતું. પણ તેમનાથી સંભળાય એટલે મ્હોટેથી બોલી હતી ખરી. "

આ વાત ચાલે છે એટલામાં કમળા ત્યાં આવી ઉભી રહી. એટલે ગુલાબે તેને પૂછ્યું, " કમુ, તું કેમ આજે ઘેર છે ? કાશી ક્યાં છે ? વાંચવા બેઠી છે ? આજ મારૂં માથું દુઃખે છે ને હું માંદી છું તેની તમને ખબર નથી શું ? હશે. સીતાબ્હેન સાથે તમારે કાંઇ કામ હશે, માટે તમને અહીં રોકી રાખવાં ઠીક નહીં. "

આ બોલવાનો મર્મ કમળા કાંઇ સમજી શકી નહીં. તે બોલી: " આજે મારે માશીબાની પાસે કાંઇ કામ નથી. બા, આજે તારી તબીયત ઠીક નથી તેની માશીબાને ખબર છે કે? તેમને ખબર હત તો તે આવવા ચુકત નહીં."

સીતાને માટે સાવિત્રીએ ગુલાબના મનમાં ખોટો વ્હેમ ઉત્પન્ન કર્યો હતો તેથી તેને સીતાની કમળાએ કરેલી સ્તુતિ પસંદ પડી નહીં. પરંતુ તે કાંઇ બોલી નહીં. " દવા લઇને હજુ સુધી માણસ કેમ આવ્યો નથી?" એમ તેણે સાવિત્રીને પુછ્યું. તે ઉપરથી સાવિત્રીએ બીજા માણસને દવા સારૂ દોડાવ્યો. વિનાયકરાવ ઘણો ભલો માણસ હતો. દરેકને દવા મન દઇને આપતો હતો. તેની નજર માત્ર પૈસા તરફ નહોતી. આથી એને ત્યાં દરદી ઘણા આવતા. ગુલાબ ત્યાં જઇ આવ્યા પછી વિનાયકરાવે પ્રથમ દવાખાનામાં આવેલા દરદીઓને તપાસી દવા આપી રવાના કર્યા. એટલામાં ગુલાબને ત્યાંથી બીજો માણસ દવા લેવા આવ્યો.

દાક્તરે કંપાઉન્ડરની પાસેથી દવાખાનામાંથી ચોખ્ખું પાણી મંગાવીને બાટલીમાં ભરી આપ્યું. આ દવા આપી ત્યારે વિનાયકરાવનો એક મિત્ર ત્યાં બેઠો હતો તેણે દીઠું હતું. તેથી નોકરના ગયા પછી એણે મશ્કરી કરતાં પૂછ્યું, " તમે જે દવા કહીને આપ્યું તે તો ફક્ત પાણી જ હતું! દાક્તર સાહેબ એવો કીયો રોગ છે કે જેના ઉપર ચોખ્ખું પાણી ચાલે! ચોખ્ખા પાણીની જ જરૂર હતી તો તે શું તેમને ઘેર નહોતું!"

દવા લઇને નોકર આવ્યો તે સીતાને બારણામાં જ મળ્યો. તેની પાસે દવા જોઇ તેને પુછતાં ગુલાબ માંદી પડી છે એમ તેણે જાણ્યું. તેથી તે ગુલાબ સુતી હતી તે ઓરડામાં ગઇ. ત્યાં કાશી અને કમળા

હતાં જ. **સીતા**એ ગુલાબની તબીયત કેમ છે એમ પુછયું. અને કાંઇ વિશેષ નથી એમ જાણી મુંગી બેઠી.

ગુલાબે પુછ્યું, "**નટવર** ક્યાં છે? હું માંદી છું તેની એને ખબર નથી કે શું? એ હજુ આવ્યો કેમ નથી?" એટલામાં **નટવર** જ ત્યાં 'આરોગ્ય શાસ્ત્ર' નામનું પુસ્તક હાથમાં લઇ આવી પહોંચ્યો. નવી ચોપડી ખરીદ કર્યાના આનંદમાં હોવાથી તે તેમાંથી કાંઈ વાંચી સંભળાવવા જતો હતો. પરંતુ પોતાની માને પથારીમાં સુતેલી જોઇ ચોપડી બાજુ ઉપર મુકી તેણે તેની માને પૂછયું:–"બા, તારી તબીયત ઠીક નથી કે શું?"

ગુલાબે જવાબ આપ્યો:—"ભાઇ તું આટલો વખત કયાં હતો? હું માંદી છું તે તું જાણતો નથી કે શું?"

**નટવર**—"બા, હું આરોગ્ય શાસ્ત્ર નામનું પુસ્તક લેવા બહાર ગયો હતો. તું માંદી છે એમ હું જાણતો હત તો બહાર જાત નહીં. માશીબાએ અમને કહ્યું છે કે માબાપની તબીયત ઠીક ન હોય ત્યારે આપણે તેમની પાસે જ રહેવું જોઇએ."

ગુલાબે **સીતા**ને પૂછયું. "તમે સાથે ગયાં હતાં?"

**સીતા**:—"હા. મેં કાલે **નટવર**ને કહ્યું હતું કે હું તને એ ચોપડી અપાવીશ. એ ચોપડી સારી છે. અને **કાશી** તથા **કમળા**ને પણ વાંચવા લાયક છે."

**સીતા** બોલતી હતી તે દરમ્યાન છોકરીઓએ **નટવર**ની પાસે ચોપડી જોવા માગી. **નટવરે** પોતાની માને પૂછ્યું. "બા. તને એ ચોપડી વાંચી સંભળાવું?"

**કાશી**:—"ભાઇ, તને હજુ જોઇએ તેવું સારૂં વાંચતાં આવડતું નથી. લાવ, હું બાને વાંચી સંભળાવીશ."

કમળા:—"બ્હેન, તું ઘણું ઉતાવળું વાંચે છે ને ભાઈ ઘણું ધીમે વાંચે છે, એમ માશીમા કહેતાં હતાં. માટે લાવ હું જ ચોપડી વાંચી સંભળાવીશ."

આમ કહી એ જેવી ચોપડી લેવા જતી હતી તેવી નટવરે તે પોતાની બગલમાં દાબી. તેથી તેનો ગોળો પિંડાળો થઇ ગયો. એ જોઈ સીતા બોલી, "ભાઇ, આ શું કહેવાય? આટલામાં ચોપડી કેવી કરી નાખી? આમ કરશો તો વરસમાં તમને કેટલી વાર ચોપડી અપાવવી પડશે? ચાલો હમણા આપણે બીજા ઓરડામાં જઇ બેસીએ. તમારી બાની તબીયત ઠીક નથી તેથી એમને એમાં રસ પડશે નહીં. એમને આરામ લેવા દો. કાશી અહીં બેસશે ને વખતસર દવા આપશે. આપણે વખતે વખતે આવીને જોઇ જઇશું. હું તમને એ ચોપડી વાંચી સંભળાવીશ. પછી તમે તમારી બાને સંભળાવજો."

## પ્રકરણ ૯ મું.

### ગુલાબના મનનું અસ્થિરપણું.

ઉપર કહ્યા મુજબ સીતા તે બંને છોકરાને તેડી પોતાના ઓરડામાં ગઇ. જતાં પહેલાં ગુલાબના પલંગની આગળ પડદા નાંખેલા હતા તે તેણે કઢાવી નાંખ્યા ખુલ્લી સ્વચ્છ હવા આવવાનો માર્ગ ખુલ્લો કરાવ્યો.

દવા લીધા પછી જરા ઉંઘ આવી ને તબીયત ઠીક થઇ એટલે ગુલાબે આંખ ઉઘાડી. કાશીને પાસે બેઠેલી જોઇ તેને પૂછ્યું, "તું હજુ અહીં જ બેસી રહી છે? હજુ માથુંબાથું કેમ હોળ્યું નથી? સૌ જમ્યાં કે નહીં?"

**કાશી**:—" માશીબાના કહેવા મુજબ અમે બંને બેહેનો વારાફરતી અહીં બેઠાં હતાં. **નટવર** ચાર પાંચ વખત આવી ગયો હતો. માશીબા પણ આવીને થોડીવાર બેઠાં હતાં. મેં માથું હોળવાનું કહ્યું ત્યારે તેમણે કહ્યું કે 'ઉતાવળ શી છે. પછી હોળાશે'. **સાવિત્રી** બ્હેને જમવાની ઉતાવળ કરી પણ માશીબાએ કહ્યું કે, 'હમણાં નહીં. તમારી બા ઉઠશે ત્યારે બધાં સાથે જમીશું.' અમને એ ગમ્યું. બા, તું જમવા આવે છે?"

**કાશી**ના આ બોલવાથી ગુલાબને સંતોષ તો ઘણો થયો. પરંતુ સવારે જ **સાવિત્રી**એ એના કાન ભર્યા હતા તેથી છોકરાં પોતાના કરતાં **સીતા**ની આજ્ઞામાં વધારે વર્તે છે એમ એના મનમાં આવ્યું અને તે તેને પસંદ પડયું નહીં. તેથી તે બોલી, "**કાશી**, તમે બધાં જમી લ્યો. હું આજે જમવાની નથી. જતાં જતાં માશીબાને તેમ જો કાંઇ કામ ન હોય તો મારી પાસે મોકલાવતી જજે. મારે તેમનું જરા કામ છે."

**કાશી** મારફત મળેલા સંદેશા મુજબ **સીતા** ગુલાબ પાસે આવી. પોતાના મનની ખરી વાત ન કહેતાં તે બોલીઃ—"**સીતા**બ્હેન, મારે એક વિનંતી કરવાની છે. મને આશા છે કે તે તમે કબુલ કરશો."

ગુલાબે આવી રીતે આજ સુધી કદી પણ વાત કરી નહોતી. તેથી **સીતા**ને જરા આશ્ચર્ય લાગ્યું; પણ લાયકીની ખાતર તેણે હા કહી. એટલે ગુલાબે કહ્યું, "**સીતા**બ્હેન, દાક્તર **વિનાયકરાવ** તથા તેમનાં પત્નીને તો તમે ઓળખો છો. તમારી જોડે વાત કરવાની આજ ઘણા દિવસ થયાં તેમની ઇચ્છા છે. પરંતુ આજ પર્યંત તેવો યોગ આવ્યો નહોતો. અમારે તેની જોડે ઘણો ઘરોબો છે. આજે સાંજના એ લોકો તમને તથા મને જમવા બોલાવવાના છે. પરંતુ મારી

તબીયત ઠીક નથી તેથી હું નહીં જાઉં. તમે એકલાં જજો. આપણે ના કહીશું તો તેમને ઘણું માઠું લાગશે. છોકરાં મારી પાસે રહેશે, તેમાં તમને કાંઇ હરકત છે ?"

આ સાંભળી સીતાને ઘણી મુંઝવણ થઇ. કારણ હા કહે તો તેને આવું દુઃખ પડયા પછી એ કોઇને ત્યાં જમવા ગઇ નહોતી. તેમજ છોકરાંને મુકીને તે ક્યાંય ગઇ નહોતી. ના કહે તો ગુલાબને માઠું લાગે. આજસુધીમાં ગુલાબનું મન દુભાય તેવું એણે કાંઇ પણ કર્યું નહોતું. સિવાય હવે વધારે દિવસ સુધી ગુલાબને ત્યાં રહેવાનો એનો વિચાર પણ નહોતો. તો હવે થોડા દિવસને માટે શા સારૂ એને નાખુશ કરવી ? દાક્તર છોકરાંઓને જમવા ન બોલાવે એ સંભવતું નથી. છોકરાંને ઘેર રહેવા દેજો એમ કહેવામાં ગુલાબનો કાંઇ ખાસ હેતુ હોવો જોઈએ. મારે વિશે એની કાંઈ પણ સમજ ભૂલ થઇ છે ખાસ. આમ મનમાં સમવિષમ કરી તેણે છેવટે જવાનો રૂકાર આપ્યો. અને 'છોકરાં તમારી પાસે રહેશે તેમાં મારે જરાપણ હરકત નથી' એમ કહ્યું. કાંઇ પણ આનાકાની કર્યા વિના સીતા જમવા જવાને કબૂલ થઇ તે જોઇ ગુલાબ જરા ઓશિયાળી જેવી થઇ. એને લાગ્યું કે મારા મનની વાત સીતા સમજી ગઇ હશે. પોતાના મનમાં તેને માટે શંકા આવી હતી તેની એને હવે શરમ લાગવા માંડી.

પોતાનાં છોકરાં પર સીતાનું જે વજન છે તે ઓછું કરી તેમના શિક્ષણની સંભાળ તેણે જાતે લેવી એવું ગુલાબના મનમાં આવ્યું હતું, અને તેજ કારણથી એણે સીતાને દાક્તરને ત્યાં જવાનો આગ્રહ કર્યો. પરંતુ બાળકોને જેની માયા વિશેષ હોય છે તેની સાથે રહેવાથી જે આનંદ તથા સુખ મળે છે તે બીજા સાથે પ્રાપ્ત થતું નથી એ ગુલાબને હજુ સુધી માલમ નહોતું. કેટલાંક માણસો બુદ્ધિશાળી

તથા સંસાર ચિન્તાવાળાં હોય છે તથાપિ બાળકોને કેવી રીતે ઉછે-રવાં તેનો તેમને અનુભવ ન હોવાથી તેઓ ભૂલો કરે છે, અને તેથી તેમનો પહેલો પ્રયત્ન નિષ્ફળ થવાથી તેમનામાં નિરાશા ઉપજે છે. પરંતુ આવી બાબતોમાં નિરાશાજનક અથવા આશ્ચર્યજનક કાંઈ જ હોતું નથી. પણ ઉતાવળાપણાનું જ આ પરિણામ હોય છે.

સાંજરે **સીતા**ના ગયા પછી **ગુલાબે** **નટવર**ને આરોગ્યશાસ્ત્રની ચોપડી લાવી વાંચી સંભળાવવા કહ્યું, **નટવરે** વાંચવા માંડી પરંતુ એક વાક્ય પૂરૂં થતું એટલે તેનો અર્થ સમજવા સારૂ તે અટકતો, અને 'વાતાવરણ' એટલે શું, 'પ્રાણવાયુ' એટલે શું, એવા એવા પ્રશ્નો તેની માને પૂછતો. તેમજ જ્યાં પૂરી સમજણ પડતી નહીં ત્યાં એ અટકતો. આ ટેવ એને **સીતા**એ પાડી હતી. પરંતુ જે આ બાબત-માં ટેવાયલું હોતું નથી તેને આથી સંતોષ થવાને બદલે ઉલટો ત્રાસ ઉપજે છે તે પ્રમાણે **ગુલાબ**ને થયું. તેથી તેણે ચીઢાઈને **નટ-વર**ને કહ્યું, "તું તારે વાંચ્યો જા. મને પૂછ પૂછ કરતો નહીં. આમ પ્રત્યેક શબ્દના અર્થનો જ્યેન આપણે વિચાર કરીશું તો કેટલો બધો વખત લાગશે અને એ પૂરૂં પણ ક્યારે થશે. તને વાંચતાં અડધો કલાક થયો તો પણ તેં અડધું પાનું પણ વાંચ્યું નથી. આથી તારા વાંચવાનો મને કંટાળો આવ્યો છે."

માને કંટાળો આવ્યો છે જાણી **નટવર** દિલગીર થયો અને તેણે ઝડપથી વાંચવા માંડ્યું. ઉતાવળને લીધે શું વાંચે છે, લીટી રહી ગઈ છે કે કેમ વગેરે તે જાણી શક્યો નહીં. તેથી ગુલાબે કંટાળીને કહ્યું, "**નટવર**, હવે બસ કર. જા સુઈ જા."

આથી **નટવર** વધારે દિલગીર થયો. એની બ્હેનો પણ દિઙ્મૂઢ જેવી બેશી રહી. કોઈ કાંઈજ બોલ્યું નહીં. ગુલાબે **કાશી**ને કહ્યું, "**કાશી**, તું તો કાંઈ વાંચ કે જરા ગમે."

પાસે જ ચોપડીઓ પડી હતી તેમાંની કાશીએ એક લીધી. સીતાએ તેમાંથી એક સારૂં ભજન તમને બતાવ્યું હતું તે તેણે શોધવા માંડયું. પરંતુ તે તેને જડયું નહીં. તેથી તેણે કમળાને પૂછયું:—"બ્હેન, તને ખબર છે? એ બાને ઘણું ગમશે એમ માસીબા કહેતાં હતાં."

કમળાને તે યાદ આવ્યું. તેણે તે કાઢી આપ્યું. એટલે કાશીએ વાંચવા માંડયું. એ ભજન નીચેનું હતું:—

ધ્યાન ધર હરિતણું, અલ્પ મતિ આળસુ જેથકી જન્મનાં દુઃખ જાય,
અવર ધંધો કરે અર્થ કાંઇ નવ સરે માયા દેખાડીને મૃત્યુ વ્હાયે. ધ્યાન.
સકલ કલ્યાણ શ્રીકૃષ્ણના ચરણમાં શરણ આવે સુખ પાર ન્હોયે,
અવર વેપાર તું મેહેલ્ય મિથ્યા કરી કૃષ્ણનું નામ તું રાખ્ય મ્હોયે. ધ્યા.
પટક માયા પરી, અટક ચરણે હરિ, વટકયમાં વાત સુણતાંજ સાચી,
આશનું ભુવન આકાશ સુધી રચ્યું, મૂઢ એ મૂળથી ભીંત કાચી. ધ્યા.
અંગ જોબન ગયું, પતિત પિંજર થયું, તોય નથી ર્‌હેતો શ્રીકૃષ્ણ કહેવું,
ચેત રે ચેત દિન ચાર છે લાભના, લીંબુ લ્હેકાવનાં રાજ્ય લેવું. ધ્યાન.
સરસ ગુણ હરિ તણા, જે જનો અનુસર્યા તે તણા સુજશ તો
જગત બોલે.
નરસૈયા રંકને પ્રીત પ્રભુશું ઘણી, અવર વેપાર નહીં ભજન તોલે.

કાશીનો કંઠ ઘણો મધુર હતો તેથી એણે પોતાને મીઠે સુરે તે ગાઇ સંભળાવ્યું. આ સાંભળી ગુલાબ ઘણી ખુશી થઇ, અને સંતોષ વળ્યો. પછી તેણે કમળાને પૂછયું, "કમુ, તને કાંઇ આવડે છે કે?" કમળાએ હા કહી અને પોતાના મીઠા અને મધુર કંઠથી નીચેનું પદ ગાઇ સંભળાવ્યું:—

જ્યાં લગી આતમા તત્વ ચીન્યો નહીં ત્યાં લગી સાધના સર્વ જુઠી,
મનુષ્ય દેહ તાહરો એમ એળે ગયો માવઠાની જેમ વૃષ્ટિ વૂઠી.

શું થયું સ્નાન સેવા ને પૂજા થકી શું થયું ઘેર હરિદાન દીધે,
શું થયું ધરી જટા ભસ્મ લેપન કર્યે શું થયું વાળ લોચન કીધે.
શું થયું તપ ને તીર્થ કીધા થકી, શું થાય માળ ગ્રહી નામ લીધે,
શું થયું તિલક ને તુલસી ધાર્યા થકી, શું થયું ગંગજલપાન કીધે.
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રંગ ને રાગ જાણે.
શું થયું ખટ દર્શન સેવા થકી, શું થયું વર્ણના ભેદ જાણે.
એ છે પરપંચ સહુ પેટ ભરવા તણા, આત્મારામ પરિબ્રહ્મ ન જોયો.
ભણે નરસૈયો કે તત્વદર્શન વિના રત્ન ચિંતામણી જન્મ ખોયો.

પોતાની બ્હેનોને ગાતાં સાંભળી નટવરને પણ ગાવાનું મન થયું. તેણે પૂછયું. "બા. મને પણ માશીબાએ એક શ્લોક શીખવ્યો છે. તે ગાઉં કે? દસેરાને દિવસે તેં મને ઘરેણાં પહેરાવ્યાં હતાં. તે જોઈ માશીબાએ કહ્યું હતું કે 'ભાઈ, મધુર ભાષણ તથા સભ્યપણું પુરૂષો-ને જેવી શોભા આપે છે તેવી શોભા દાગીનાથી કદી આવતી નથી. તે પર તેમણે મને એક શ્લોક લખી આપી તેનો અર્થ સમજાવી તે યાદ રાખવા કહ્યું છે. મેં તે શ્લોક મ્હોડે કરી રાખ્યો છે."

ગુલાબે ગાવાની હા કહી એટલે નટવરે નીચેનો શ્લોક ગાઈ સંભળાવ્યો:—

**केयूरा न विभूषयन्ति पुरुषंहारा न चन्द्रोज्वलाः ।**
**न स्नानं न विलेपनं न कुसुमं नालंकृता मूर्धजाः ॥**
**वाण्येका समलं करोति पुरुषम् या संस्कृता धार्यते ।**
**क्षीयन्ते खलु भूषणानि सततम् वाग्भूषणं भूषणम् ॥**

નટવર શ્લોક બોલી રહ્યો એટલે ગુલાબે છોકરીઓને પૂછયું, "તમે એનો અર્થ સમજો છો કે?"

કાશી:—"બા, માશીબાએ એનો અર્થ અમને પણ સમજાવ્યો

છે. બીજી સારી સારી ચોપડીઓમાંથી પણ કવિતા ભજન વગેરે સારાં જોઇને ઉતારી આપે છે અને તે બધાં અમે ગાઇએ છીએ."

**કમળાઃ**—"બા, માશીબા રોજ કાંઇ ને કાંઇ લખ્યાં કરે છે. અમને વધારે **શીખવવાનું** એમના મનમાં હોય એમ લાગે છે."

આ સાંભળી **ગુલાબે** કહ્યું, "બ્હેનો, તમે મારા જેવડાં થશો ત્યારે તમને ઘણું આવડશે એમ લાગે છે. તમને જે રીતે શિક્ષણ મળે છે તેવું અમારા વખતમાં નહોતું. હું તમારા જેવડી હતી ત્યારે સ્ત્રીઓને જુદીજ રીતનું શિક્ષણ મળતું હતું."

**કમળાઃ**—"તારા વખતમાં માશીબા જેવાં શિખવનારાં નહીં હોય."

**ગુલાબને સીતાની** થતી સ્તુતિ **આજ** રૂચતી નહોતી. છોકરાંને મ્હોડે વારંવાર **તેની** સ્તુતિ જ સાંભળ્યાથી તેને જરા માઠું તો લાગ્યું, પરંતુ તે બ્હાર ન જણાવતાં બોલી, "હા, એમ કાંઇક છે ખરૂં. મ્હારા વખતમાં એમના જેવી સ્ત્રીશિક્ષિકાઓ નહોતી. અમને આરોગ્ય અને ઉપયુક્ત વિષયોનું જ્ઞાન અપાતું નહીં. પણ કમુ, રાત ઘણી થઇ ગઇ છે, માટે તું અને **નટવર** ઉંઘી જાઓ. **કાશી**, તું **સાવિત્રીને** બુમ પાડ."

આજ્ઞાધીન **નટવર** અને **કમળા** સુવા ગયાં. અને **કાશીએ સાવિત્રીને** બુમ પાડયાથી તે ઉપર આવી. **ગુલાબે તેને** કહ્યું, "હું નાટક જોવા જાઉં છું. **કાશી** તારે આવવું છે? આપણે વ્હેલાં પાછાં આવીશું."

**કાશીને** જવાનું મન તો હતું. પરંતુ કદાચિત માશીબાને પસંદ પડશે નહીં એમ ધારી તેણે પૂછ્યું, "બા, માશીબા જાણશે તો વઢશે નહીં?"

**ગુલાબઃ**—"એ જો વઢે તો તું મારૂં નામ દેજે."

**એટલે કાશી** બોલી, "ત્યારે **કમળા** અને **નટવરને** ઉઠાડું કે? એમને બોલાવ્યા વિના જઇશું તો એ બંને મારી સાથે રીસાશે.

કાંઇ પણ ગમ્મત જોવાની હોય છે તો અમે ત્રણે ભેગાં મળીને જોઇએ છીએ. અને નટવર તો કાંઇ પણ મઝા પડે એવું હોય છે તો તે મારા સિવાય કરતો જ નથી."

ગુલાબ ધૂર્ત હતી તેથી કાશીના આ ભાષણ ઉપરથી સીતાના શિક્ષણનું છોકરાં ઉપર થયલું શુભ પરિણામ તેના ધ્યાનમાં આવ્યું. પરંતુ સીતાને સંબંધે અદ્યાપિ તેનું મન કલુષિત હોવાને લીધે તે તરફ લક્ષ ન આપતાં બોલી, "તારે આવવું હોય તો ચાલ. હું તો મારે જાઉં છું."

પછી ગુલાબ અને કાશી નાટક જોવા ગયાં. જતાં જતાં ગુલાબે સાવિત્રીને કહ્યું, "છોકરાંને સંભાળજો."

---

# પ્રકરણ ૧૦ મું.

## સાવિત્રીનું કારસ્થાન.

સાવિત્રી પોતાનું કામ પાર પાડવા સારૂ જે લાગ શોધતી હતી તે ગુલાબના જવાથી તેને મળ્યો. નટવર ભર ઉંઘમાં હતો. પણ કમળા અડધી જાગતી અડધી ઉંઘતી પડી રહી હતી. તેને એણે ઉઠાડી. અને પોતે કમળા અને બીજાં કેટલાંક બૈરાં સોગઠાં રમવા બેઠાં. કમળાને રમવાની ઇચ્છા નહોતી; તેથી તેણે કહ્યું, "માશીબાને એ ગમશે નહીં."

બીજી સ્ત્રીઓ બોલી, 'એને કોણ કહેવા જવાનું છે? વળી તારે શા માટે તેનો આટલો બધો ડર રાખવો જોઇએ?"

કમળા કાંઇ પણ બોલી નહીં. એ તો માત્ર જોયાં કરતી હતી. બાજી ઘણા વખત સુધી ચાલી. એટલામાં સીતા વિનાયકરાયને ત્યાંથી

જમાને આવી પહોંચી. **સીતા** આવે છે એમ સાંભળતાં **સાવિત્રી** વગેરેને ચિન્તા થઇ. એમણે **કમળાને** ભીંતમાં બનાવેલા એક કબાટ-માં સંતાડી દઇ કબાટ બંધ કર્યું. **સીતાએ** આવતાં વાર છોકરાંની તપાસ કરી એટલે **સાવિત્રીએ**, "**કમળા** તથા **નટવર** ઉંઘે છે અને **ગુલાબ** તથા **કાશી** નાટક જોવા ગયાં છે." એવી ખબર આપી. **ગુલાબની** તબીયત સારી ન છતાં રાતની વખતે બ્હાર ગઇ, અને તે પણ છોકરીને લઇને, તે **સીતાને** બિલકુલ ગમ્યું નહીં. તે સુવા ગઇ પણ આ અને બીજા વિચારોને લીધે તેને ઉંઘ આવી નહીં. તેથી એક ખુરસી ખસેડી તેના ઉપર બેઠી. બેઠાં બેઠાં વિચાર આવ્યા કે, **ગુલાબ** બ્હેનના સ્વભાવને શું કહેવું? કાલે માંદાં હતાં ને આજે પાછો ઉજાગરો કરવા ગયાં છે. એ બાબત એણે કાંઇ વિચાર પણ કર્યો નહીં, એ ઘણી આશ્ચર્યની વાત છે. વારુ, પોતે તો ગયાં પણ **કાશીને** પણ સાથે તેડતાં ગયાં, આ કેવું માનું શિક્ષણ!! એમાં છોકરાં-ને શો દોષ હેવો? અમારું પોતાનું જ આચરણ ક્યાં શુદ્ધ છે!"

હાલની સ્થિતિ જોતાં સર્વેનું વલણ મોજ મઝા તરફ ઘણું વળેલું જોવામાં આવે છે. ખરું જોતાં નાટકો જોવાથી બોધ મળે છે ખરો. પણ નાટકો સારાં હોય તો જ. હાલમાં તો હારમોનિઅમ, તબલાં વગેરે વાદ્યો સાથે રાખી યોગ્ય શિક્ષણને બદલે હલકા હાસ્યરસનો જ દેખાવ આપે છે. નાટકનો ખરો હેતુ એ નથી. ખરો હેતુ તો, લો-કોનું મન ધર્મશીલ વર્તન ઉપર બેસે અને કર્તવ્યપરાયણ થઇ સદાચારી રહે એવો છે. આવા આવા વિચારો મનમાં ઘોળાવા લાગ્યા હતા. બીજી તરફ કબાટમાં સંતાડેલી **કમળાને** **સાવિત્રીને** બ્હાર કાઢવી હતી તેની તેને ચટપટી થયાં કરતી હતી. આખરે તેનાથી રહેવાયું નહીં. તેથી **સીતાને** તે ઓરડામાંથી ખસેડવાના હેતુથી બોલી,

"**સીતા** બ્હેન, અમસ્થાં શા માટે ઉજાગરો કરો છો? **ગુલાબ** બ્હેન તથા **કાશી** આવશે ત્યાં સુધી હું જાગીશ. તમે તમારે સુઈ જાઓ."

આ ઉદાર વૃત્તિનું ભાષણ સાંભળી **સીતા**ને નવાઈ લાગી, અને એ પોતાના વિચારના પ્રવાહમાંથી જાગી ઉઠી. અને બોલી, "ના, મને ઉંઘ જ આવતી નથી." એમ કહી ભગવદ્‌ગીતાની ચોપડી લઈ તે વાંચવા માંડી. **સીતા**એ થોડોક ભાગ વાંચ્યો, એટલામાં **ગુલાબ** તથા **કાશી** નાટકમાંથી પાછાં આવ્યાં.

પોતે સવારે માંદી થઈ હતી અને રાતની વખતે **કાશી**ને તેડી અહાર પોતે ગઈ હતી એ વાત **સીતા**ની જાણમાં ન આવે એવી **ગુલાબ**ની ઇચ્છા હતી. એને કોઈનો ધાક નહોતો, પરંતુ **સીતા**ની રીતભાતને લીધે એ તેનાથી ક્ષોભ પામતી અને તેનાથી ડરતી રહેતી. **સીતા** ઘેર પાછી આવે તે પહેલાં પોતે પાછી આવશે એમ એના મનમાં હતું. પરંતુ નાટકમાં રસ વધારે પડવાથી ધાર્યા મુજબ અડધેથી ઉઠી અવાયું નહોતું. **ગુલાબ** **કાશી**ને લઈ ઓરડામાં ગયાં પણ **સીતા** વાંચવામાં તલ્લીન થયલી હતી.

**न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वाभविता वा न भूयः ।**
**अजो शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥**

આ શ્લોક વાંચ્યા પછી

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।**
**मा कर्मफलहेतुर्भुः माते संगोस्त्व कर्माणि ॥**

આ શ્લોક તે ફરી ફરીને વાંચતી હતી, એવામાં તેની નજર **ગુલાબ** તરફ ગઈ. તેને જોઈ પુસ્તક મુકી દઈને ઉઠીને બેઠી થઈ. એટલે **ગુલાબ** બોલી, "હું ધારતી હતી કે તમે આજે ઘણું કરીને

આવશો જ નહીં. દાક્તર સાહેબનાં પત્ની તમને ત્યાં રહેવાનો આગ્રહ કરશે જ. "

**સીતા**એ ઉત્તર વાળ્યોઃ—"હા, તમે કહો છો તે ખરૂં છે. દાક્તર સાહેબે તથા તેમનાં પત્નીએ મને ત્યાં રહેવા બાબત ઘણો આગ્રહ કર્યો. પરંતુ પારકે ઘેર રાત કાઢવી મને ઠીક લાગ્યું નહીં. વળી બીજું કારણ એ કે ઘણા દિવસ થયાં છોકરાંઓનો સહવાસ થયો છે તેથી તેમના વિના મને ઉંઘ પણ આવતી નથી. **નટવર**ને તથા **કમળા**ને મારા વિના ગમતું નથી. તેથી છોકરાંને મુકી બીજાને ઘેર આખો વખત સુધી રહેવાનું મને ઠીક ન લાગ્યું તેથી હું વ્હેલી ઘેર આવી. પરંતુ અહીં આવીને જોઉં છું તો **નટવર** અને **કમળા** ઉંઘી ગયાં છે, અને તેમના ઉપર નજર રાખવાનું તમે **સાવિત્રીબ્હેન**ને કહી ગયાં છો એવી મને ખબર પડી. આમ કરવામાં તમારો કાંઇક હેતુ હશે એમ મને લાગ્યું. તેથી હું અહીં ઉંઘ ન આવવાથી આ ભગવદ્‌ગીતામાંથી એક ભાગ વાંચતી બેઠી હતી."

આ સાંભળી **ગુલાબ**ને લાગ્યું કે મારા મનની વાત એ ચેતી ગઇ હશે. **સાવિત્રી**ના કહેવા ઉપરથી આવી **સાધ્વી** વિશે મેં ખોટા વિચાર બાંધ્યો એ કૃતઘ્નપણું કહેવાય. હું કરૂં છું તે ઠીક નહીં. પણ અજાણ્યે ભૂલ થઇ ગઇ તેનો હવે ઉપાય નથી. તથાપિ પહેલાનાં કરતાં મારી ઘણી ટેવા મેં મુકી છે.

પોતાના મનમાં ચાલતા વિચારોની **સીતા** કલ્પના સરખી કરી શકે નહીં એટલા સારૂ તેણે વાત બદલી નાખી. અને **સીતા**ને પૂછ્યું, "તમે શું વાંચો છો?"

**સીતા**:—"હું ભગવદ્‌ગીતા વાંચતી હતી. તેમાં **न जायते म्रियते वा कदाचित्** એટલે પરમેશ્વરને જન્મ મરણ નથી એ વાંચતાં મને

એક પદ યાદ આવ્યું. આવા મહાન્ ભકતોનું વચન યાદ આવ્યાથી ખરી સ્થિતિ એક છે; પરંતુ હાલના લોકોમાં પ્રચાર જુદો પડી દુરાગ્રહ અને અજ્ઞાનમાં લોકો વધ્યા ગયાથી ધર્મનાં ખરાં તત્વોનો ઉચ્છેદ થાય છે એવી સ્થિતિ પ્રાપ્ત થઇ છે. ત્યારે છોકરાંઓને ધર્મ સંબંધે શિક્ષણ આપવું તે કેવી રીતે આપવું એ વિચારમાં હું હતી. પરંતુ આ વિષય વિષે વધારે વિચાર કરી તેમ જ તમારો અભિપ્રાય જાણી લઇ આગળ ચલાવવું તે ઠીક. તથાપિ હાલમાં આ ચોપડીમાંથી બોધ આપવામાં હરકત જેવું લાગતું નથી. એમ ધારી છોકરાંઓને કાંઈક શીખવ્યું છે; અને થોડું વધારે શીખવવું એમ મને લાગે છે. કારણ મનુષ્યદેહની બધી યોગ્યતા સપ્રેમ ભકિત, હિતોપદેશ શ્રવણ, વિવેક, ચિત્તશુદ્ધિ, દૃઢશ્રદ્ધા, મનોનિગ્રહ, ઇન્દ્રિયદમન, ઇશ્વરનિષ્ઠા તથા પરોપકાર—એ ધર્મનો સાર છે. આ સિદ્ધાંત નવા તેમજ જુના મતના અનુયાયીઓ-સર્વને માન્ય છે. અને આવો જ ઉપદેશ આ પુસ્તકમાં કરેલો છે. તેથી સવડે આ પુસ્તક હું એમને વાંચી સંભળાવીશ. ”

આનો જવાબ શો આપવો, એ ગુલાબને સૂઝયું નહીં. એના મનમાં એમ પણ આવ્યું કે નકામા ચાર બૈરાં સાથે બેસી ગામગપાટા મારવા તેના કરતાં **સીના** સાથે વાત કરી હોય તો ઉપયોગી જ્ઞાનની તથા મનરંજન થાય એવી વાતો સાંભળવાનું મળે.

**સીના**એ વધુ કહ્યું:—“ અરે હા, તમને જે મૂળ કહેવાનું હતું તે તો બાજુએ રહ્યું. **कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन** એનો ભાવાર્થ એટલો જ કે કોઇ પણ કૃત્ય - ફળ મળવાની આશા રાખીને કરવું નહીં. ફળ કોઇક વેળા મળે ને કેટલીક વેળાએ ન પણ મળે. આપણો અધિકાર તો માત્ર કાર્ય કરવું એટલો જ છે. ફળ ન મળે તેટલા માટે સ્વકર્તવ્ય ન કરવું એ તો કેવળ મૂર્ખાઇ જ ગણાય. તમારી

અહીંકથી અગર તમારી મહેરબાની મેળવવા ખાતર, અગર તમારા તરફથી કાંઇ પ્રાપ્તિ થાય એવી ઇચ્છાથી મારૂં જે કાંઈ કર્તવ્ય છે તે હું ન કરૂં તો હું મૂર્ખ કહેવાઉં. આ તત્વનું મહત્વ છોકરાંને સમજાવવું અતિ મહત્વનું તેમજ આવશ્યક છે. આજ સુધી એમનું જે જે વર્તન મેં જોયું છે તે ઉપરથી મારો અભિપ્રાય એવો બંધાયો છે કે હું ગુસ્સે થઇશ, અગર મને અમુક વાત પસંદ પડશે કે નહીં અગર હું તેમને શાબાશી આપીશ કે કેમ એવા હેતુથીજ તે ઘણીક વખતે પ્રેરાયલું હોય છે. પોતાનું કર્તવ્ય જાણીને તે કાંઈ કરતાં નથી. આમ થવું ઇષ્ટ નથી. હું તો આજે છું ને કાલે નહીં. હું કાંઈ તેમના જન્મનો સાથી નથી. કર્તવ્ય કરવા ઉપર એક વખત બાળકને પ્રીતિ ઉત્પન્ન થાય તો પછી તેમના ઉપર ઝાઝી દેખરેખ રાખવાની જરૂર રહેતી નથી. તમને આજે બે દિવસ થયાં ઉજાગરો થયો છે માટે તમે હવે સુઇ જાવ."

**સી**તા આ વાક્ય પુરૂં કરે તે પહેલાં **કમળા** જે કબાટમાં ભરાયલી હતી તેમાં ખખડાટ થયો. તે કાશીએ સાંભળ્યો, અને તે બોલી. "તમે હમણાં કાંઇક અવાજ સાંભળ્યો ? મેં એક બે વખત આવો અવાજ સાંભળ્યો હતો, અને હમણાં ફરી સાંભળ્યો."

**સીતાઃ**—"તમે આવ્યાં તે પહેલાં મને પણ એ દિશા તરફથી અવાજ થયાનો ભણકારો પડયો હતો."

આ વાતચીતથી **સા**વિત્રીને ગભરાટ થવા લાગ્યો. જો ભંડારીયું ઉઘાડવામાં આવે તો **કમળા** દેખાય અને એ ત્યાં કેમ આવી, વગેરે સવાલો પૂછાઇ પોતા ઉપર ગુસ્સે થયા વિના રહે નહીં એટલું તો એ સમજી શકી હતી. તેથી વાત ઉરાડવાના હેતુથી તે બોલી, "ના. ના, અવાજ તો કાંઇ થયો નથી."

કાશીઃ—“ નથી થયો કેમ! મેં બરાબર સાંભળ્યો ને?”

**સાવિત્રી** આથી વધારે ગભરાઇ અને બોલી, “ત્યારે તો ઉંદર અંદર ભરાયો હશે.”

ઉંદરનું નામ સાંભળતાં **ગુલાબ** ગભરાઇ અને બોલી, “ત્યારે તો કોઇ ચાકરને બોલાવો અને એને બ્હાર કાઢો.”

આ તો ધાર્યા કરતાં વિપરીત પરિણામ આવશે એ **સાવિત્રી** સમજી ગઇ. અને શું કરવું તે તેને સૂઝયું નહીં.

**સીતા**ઃ—“ઉંદરે કરેલો ખખડાટ આવો ન હોય. ઉભાં રહો હું જ ઉઘાડી જોઉં છું.”

એમ કહી **સીતા** ભંડારીયું ઉઘાડવા આગળ આવી. **સાવિત્રી** તો બ્હીકથી અધમુઇ જેવી થઇ ગઇ. **સીતા**એ ભંડારીઆનું બારણું એકદમ ઉઘાડયું પણ અંદર કાંઇ દીઠું નહીં. તેથી તે બોલીઃ “આમાં તો કાંઇ નથી.” **સાવિત્રી** આ શબ્દો સાંભળતાં વીજળીનો આંચકો આવ્યો હોય એમ તે ચમકી અને બોલી ઉઠી, “ત્યારે તો હું મરી ગઇરે!!” એમ કહી તેણે પોક મુકી રડવા માંડયું. આ રડવાનો અર્થ અલબત કોઇથી સમજાયો નહીં.

ગુલાબે **સાવિત્રી**ને પૂછ્યું. “કેમ? શું થયું? શા માટે રડેછે?”

**સાવિત્રી** રડતાં રડતાં બોલીઃ “આ ભંડારીઆમાં કમળા સંતાઇ હતી. તમે આવ્યાં તે પહેલાં એ જાગતી હતી. તમને આવતાં સાંભળી એને બ્હીક લાગી કે એને જાગતી જોઇ તમે કદાચ ગુસ્સે થશો. અથવા તો તમને એ જાગે છે એ ગમશે નહીં તેથી મેં એને અહીં સંતાડી દીધી. સંતાડવાની બીજી જગા ન જડવાથી ન વપરાતા ચોર રસ્તા ઉપર ભંડારીયું બનાવ્યું છે તેમાં સંતાડી. એ અહીં નથી તેથી મને લાગે છે કે એ કદાચ ચોર રસ્તે આગળ ગઇ હશે. હવે મારૂં તો મરણ જ આવ્યું ભાસે છે.”

આ હકીકત સાંભળી ગુલાબને અતિશય ગુસ્સો ચઢ્યો અને તે **સાવિત્રીને** વઢવા લાગી. અને કમળા ચોરરસ્તામાં ભરાઈ ગઇ છે એ વાત તો એ જાણે તદ્દન ભૂલી જ ગઇ હોય એમ લાગ્યું. **સીના** કાંઇ જ બોલી નહીં. પણ જ્યારે એણે જોયું કે વઢવાની લેહમાં ગુલાબ કમળાને તદ્દન વીસરી ગઈ છે ત્યારે એણે ગુલાબને કમળાના સંકટ વિશે યાદ દેવડાવ્યું.

ગુલાબે **સાવિત્રીને** કહ્યું, "જોયું, તારે લીધે મારી સોના જેવી છોકરી મરી ગઇ."

**સીતા** આશ્વાસન આપતી બોલી, "ના, ના. આમ નાસિપાસ ન થાવ. આપણે તપાસ તો કરીએ."

ગુલાબઃ—"બોલાવો ત્યારે કોઇ ચાકરને. દીવો લઇને બોલાવો, અને અંદર શોધવા જવાનું કહો."

કાશીએ તરત જ ધાંટો પાડી ચાકરને બોલાવ્યો. પણ **સીતાએ** કહ્યું, "આમ નકામી ધાંધલ ન કરો. **સાવિત્રીબ્હેન**, આમ રડવાથી કાંઈ વળવાનું નથી. હું કહું છું તેમ કરો. જો હું કહું છું તેમ કરશો નહીં તો કમળા ગઇ એમ નક્કી માનજો. અને તમારે માથે એના અકાળ મરણની કાળી ટીલી સદાને માટે રહેશે. ત્યારે આમ જુવો. તમે બારણા આગળ જાવ અને શાન્ત સ્વરે કમળાને બુમ પાડી બ્હાર આવવાનું કહો. તમારો ધાંટો સાંભળશે તો તમે અહીં એકલાં જ છો એમ ધારી એ બ્હાર આવશે. ગભરાટ કરશો નહીં. મેં કહ્યું તેમ કરજો."

**સાવિત્રી** ધ્રૂજતી ધ્રૂજતી બારણા આગળ આવી અને કમળાને તેણે બુમ પાડી. એનો ધાંટો સાંભળી કમળા બ્હાર આવી. તરત તેનો હાથ પકડી **સીતા** તેને બ્હાર તેડી લાવી. કમળાને જોતાં જ ગુલાબે તેને

ઉંચકી લીધા જેવું કર્યું. અને વ્હાલથી તેને ચુંબન ઉપર ચુંબન કરવા લાગી. એનો ઉમળકો પૂરો થયો એટલે તેણે સાવિત્રીને શોધવા નજર ફેરવી. પણ તે તો ક્યારનીએ—કમળા સહીસલામત બ્હાર આવી કે તરત જ—પલાયન કરી ગઇ હતી.

સાવિત્રીને ત્યાં ન દીઠાથી ગુલાબ બોલી, "મારા ઘરમાં હવે સાવિત્રીનો પગ ન જોઇએ. એને તો હવે જવું જ પડશે!"

સીતાઃ—"સાવિત્રીબ્હેનને આ બાબતમાં જે કાંઇ કહેવું હોય તે સાંભળી લેજો અને પછી જે કરવું હોય તે કરજો."

ગુલાબઃ—"એ હવે બીજું શું કહેવાની છે?"

સીતાઃ—"ના, એમ નહીં. કોઇપણ કામનો નિકાલ કરતાં પહેલાં બંને બાજુનું શું કહેવું છે તે સાંભળી લઇ પછી તેનો યોગ્ય નિકાલ કરવો જોઇએ. એક બાજુનું સાંભળીને નિકાલ કરવામાં આવે તે યોગ્ય તો નજ ગણાય. તમારી નજરમાં આવે તેમ કરજો, પણ પ્રથમ બંને બાજુનું કહેવું સાંભળી લીધા પછીથી જ નિકાલ કરવો જોઇએ એવો મારો અભિપ્રાય છે."

ગુલાબને સીતાનું કહેવું વાજબી લાગ્યું, અને એ બોલી, "સીતા બ્હેન, તમારૂં વર્તન હંમેશ શાન્ત હોય છે. હું તો એમ ધારૂં છું કે તમારે હાથે અવિચારીપણાનું કામ તો કદી પણ થતું નહીં હશે. રોશને લીધે મને આ વાત સૂઝી નહીં. તમે કહો છો તે બરાબર છે. જો રોશના આવેશમાં હું સાવિત્રીને રજા આપત તો પાછળથી કદાચ એનો વાંક ન નિકળત તો મને સદાને માટે પસ્તાવો થાત."

આમ કહી તેણે કાશીને સાવિત્રીને બોલાવવા કહ્યું. પરંતુ સીતા જાણતી હતી કે ગુલાબનો ગુસ્સો હજુ પૂરેપૂરો ઉતર્યો નથી તેથી કદાચ અયોગ્ય વર્તન થાય. તે અટકાવવા તથા યોગ્ય સારાસારનો

વિચાર કરવા તેમજ ગુસ્સો શાન્ત થવા વખત લાગે એવો વિચાર કરી તેણે ગુલાબને કહ્યું, "હવે અત્યારે તો રાત ઘણી ગઇ છે. વળી કાલ રાતનો તમને ઉજાગરો છે. માટે જે કરવું હશે તે હવે સ્હવારે કરીશું."

સાવિત્રીને બોલાવી આ વાતનો નિકાલ કરી નાખવાની ગુલાબને ઉતાવળ હતી. પણ સીતા કદાચિત એને ઉતાવળી કહેશે એમ ધારી તેણે સ્હવાર સુધી આ વાત મુલતવી રાખવાનું કબુલ કર્યું.



## પ્રકરણ ૧૧ મું



### નિકાલ.

બધાં પોતપોતાને સ્થળે સુવાં ગયાં. સાવિત્રી પોતાની જગાએ સુતી ખરી; પરંતુ મનના ઉચ્ચાટને લીધે તેને બિલકુલ ઉંઘ આવતી નહોતી. ગુલાબ જો રજા આપશે તો અહિંથી ચાલ્યાં જવું પડશે. જે ઘરમાં આજ ઘણાં વર્ષો નોકરી કરી, જ્યાં કાંઇક માન ખુશામત કરી કરી મેળવ્યું, તે ઘર છોડવું પડશે અને બીજે નોકરી લેવી પડશે. ત્યાં પછી મહેરબાની મેળવવા પાછો પહેલાંથી પ્રયત્ન કરવો પડશે, નોકરી કેવી મળશે, કામ વિશેષ હશે કે ઓછું, વગેરે વગેરે અનેક વિચારોએ તેના મનને ખળભળાવી મુક્યું. સ્હવાર પડતાં જ ગુલાબની માફી માગવી એવો નિશ્ચય કરી ઉંઘવાનો પ્રયત્ન કર્યો. આખરે મોડી રાતરે તેને ઉંઘ આવી.

ગુલાબને સ્હવારે ઉઠતાં મોડું થયું. માથું હોળાવવા હમણાં બોલાવશે, જરા રહીને બોલાવશે એમ ધારી સાવિત્રીએ ઘણીવાર સુધી વાટ જોયાં કીધાં. પરંતુ બોલાવવા કોઇ આવ્યું નહીં. આખરે તેના મનમાં એમ આવ્યું

કે ગુલાબ જો હાથે માથું હોળી લેશે તો આ ઘરમાંથી આપણાં અન્ન પાણી ઉઠયાં જ સમજવું. છતાં પણ જોઉં તો ખરી એમ વિચારી એ ગુલાબના ઓરડામાં ગઇ. અને ગુલાબને પૂછયું, "તમે મને બૂમ પાડી? શું તમારે કાંઇ જોઇએ છે?"

ગુલાબે ઘણો ગંભીર ચેહેરો રાખી જવાબ દીધો, "મારે કાંઇ જ કામ નથી, તું તારે નિરાંતે જા. માત્ર કાશીને અને કમળાને જતાં જતાં અહીં મોકલી દે."

કાશી અને કમળા આવ્યાં એટલે તેમને સાથે લઇ તે સીતાના ઓરડા આગળ ગઇ. ત્યાં બારણા આગળ નટવર હાથમાં સ્લેટ લઇને ઉભો હતો. તેને પૂછતાં તેણે જવાબ દીધો કે, "માશીબા અંદર કાંઇ કામમાં છે તેથી હું અહીં બ્હાર ઉભો છું."

આ સાંભળી ગુલાબને ઘણો આનંદ થયો. અને અંદર જઇ સીતાને પૂછયું, "તમારો શિષ્ય બ્હાર ઉભો છે તેને અંદર બોલાવું કે?" નટવર અંદર આવ્યા પછી તે આગળ બોલી, "ધીમે ધીમે વાંચવા માટે હું તેને ગઇ કાલે નકામી જ ખીજી હતી. ખરૂં જોતાં તો તેમાં એનો જરાપણ વાંક નહોતો. મારૂં મન ઠેકાણે નહોતું, તેથી હું વિના કારણ ચીઢાઇ ગઇ. હવે તમારે તેને જે પૂછવું હોય તે સુખે પૂછો. એનું વર્તન રાતરે જેવું જોઇએ તેવું હતું."

પોતાની માના આ શબ્દો સાંભળી નટરવરનો ચહેરો પ્રફુલ્લિત થયો. પરંતુ કમળાની તરફ સર્વની નજર હતી. અને તેણે ચાળા પાડવા પાડયા તે જોઇ એનું મ્હોં બ્હીલું થયું. પણ સીતાએ તરત તેને અંદર બોલાવી તેની સ્લેટ જોઇ, "તારી રીત અને જવાબ બંને બરાબર છે. તેં આંકડા પણ બરાબર માંડયા છે" એમ કહી તેનો વાંસો થાબડી શાબાસી આપી.

ગુલાબ **સીતા**ની પાસે કાંઇ કામસર આવી હતી. તેને કાંઇક વાત પણ કરવાની હતી. પરંતુ તે વાત **નટવર** સાંભળે તે ગુલાબને ઠીક લાગ્યું નહીં. તેથી તેણે ધીરે રહીને **સીતા**ને કહ્યું, "**નટવર**નું અહીં કાંઈ કામ ન હોય તો એને જવા દો."

કેટલાકને એવી ટેવ હોય છે કે જે વ્યક્તિને પોતાની પાસે બેસવા દેવાની ઇચ્છા હોતી નથી તેને ગમે તેવું બ્હાનું કાઢી તેને રસ્તો પકડાવે છે. આ રીત તેમને પ્રશસ્ત લાગે છે. બીજાને 'જા' કહેતાં કદાચ તેને માઠું લાગશે એમ તેઓ સમજે છે. પરંતુ પોતે ખોટું કરે છે એ તેમના ધ્યાનમાં આવતું નથી. તેમનાં છોકરાં તેમનું વર્તન જોઈ તેમનું અનુકરણ કરે છે, એ વિચાર તો તેમના મનમાં પેસતો જ નથી. જેનું સાન્નિધ્ય આપણને ઇષ્ટ ન હોય તેને મોકાશથી જવાનું કહેવું. અસભ્યપણું કરી અગર કાંઇ બ્હાનું કાઢી તેને જવાની સૂચના કરવી તે સભ્યપણું છે એવી **સીતા**ની માન્યતા નહોતી. તેથી તેણે **નટવર**ને ચોખ્ખું કહ્યું, "**નટવર** હમણા તું જા. અમારે કાંઇ ખાનગી વાત કરવી છે. તે તું સાંભળે તે સારૂં નહીં. તેથી તું જરાવાર રહીને પાછો આવજે."

શી વાત થાય છે તે સાંભળવાની **નટવર**ને ઘણી ઇચ્છા હતી. પરંતુ **સીતા**એ જવાનું કહ્યું એટલે તે જવા ઉઠ્યો તો ખરો; પણ જતાં જતાં એટલું કહેતો ગયો કે, "માશીબા, તમારી વાત પૂરી થયા પછી તો મને બોલાવશો કની?"

**સીતા**એ તરત જ હા કહી એટલે **નટવર** ચાલ્યો ગયો. **નટવર**ના ગયા પછી **સીતા**એ વાતની શરૂઆત કરીઃ—"ગુલાબ બ્હેન, કમળાનો હવે મને બીલકુલ ભરોંસો રહ્યો નથી. આટલા દિવસ મને એમ લાગતું હતું કે તમારાં બધાં છોકરાંમાં કમળા સારી નીકળશે.

પરંતુ તેને જો કોઇ કાંઇ ખાવાનું આપે કે કાંઇ રમવાની લાલચ બતાવે તો તે તેની થઇ જાય છે, ને ન કરવાનું કરવા તત્પર થાય છે. મેં એને ઘણીવાર તાકીદ આપી છે કે આપણને પટાવનાર તો ઘણાં મળે; પણ તેમના કહ્યા મુજબ ચાલવું નહીં. પણ તેની એના ઉપર કાંઇ અસર થતી હોય એમ લાગતું નથી. એનો સ્વભાવ આવો છે તેથી એના ઉપર ભરોસો શી રીતે રખાય? માટે એના સાંભળતાં કાંઇ વાત કરવી એ ઠીક નહિ." આમ કહી સીતાએ કમળાને પણ બ્હાર જવાનું કહ્યું.

પોતાના ઉપર સર્વના અવિશ્વાસ થયો છે જાણી કમળાને માઠું લાગ્યું. કાંઇ પણ ન બોલતાં એ દૂર ચાલી ગઇ. એ ગઈ એટલે ગુલાબે હસતાં હસતાં કાશીને પૂછ્યું, "કાશી, તેં ગઈ કાલે કલકલાણ સાંભળ્યું તેવું આગળ કદી સંભળાયું હતું કે? આવે ઘોંઘાટે મારૂં તો માથું ભમી ગયું છે."

કાશીએ આશ્ચર્યચકિત થઇ પૂછ્યું, "કલકલાણ? ને તે શેનું?"

ગુલાબઃ—"પણ તારે તેથી કાંઇ બ્હીવાનું નથી. એ કલકલાણ કાંઇ રાતરે નહોતું, પરંતુ સ્હવારે સંભળાતું હતું. મારા પેટમાં દુઃખતું હતું ત્યારે ગાવા નાચવાનું ધિંગાણું નહોતું ચાલતું કે?"

કાશીને યાદ આવ્યું હોય તેમ કરી બોલીઃ—"હા. કાલે એક રમતવાળો આવ્યો હતો ખરો! અમે તે જોતાં હતાં ને નટવર કૂદાકૂદ કરતો હતો. બા, તારા પેટમાં દરદ થાય છે એવી જો અમને ખબર હત તો અમે તે રમત જોવા બેસત નહીં ને તારી પાસે આવીને બેસત. નટવરને જવાની ઉતાવળ હતી. તે દાદર ધડધડ કરતો ઉતરતો હતો. પણ એટલામાં સાવિત્રી માશીએ તેને ધબકારા કરવાની ના કહી. તેમાં મને કાંઇ વિશેષ લાગ્યું નહીં. માશીબા નટવરને સારૂ

ચોપડી લાવવા બ્હાર ગયાં હતાં. પછી તારી તબીયત બગડી છે એમ અમે જાણ્યું, એટલે રમત જોવા ન બેસતાં અમે તારી પાસે આવીને બેઠાં. જો અમને વ્હેલી ખબર પડી હત તો અમે પહેલેથીજ તારી પાસે આવીને બેસત."

ગુલાબઃ—"ત્યારે સાવિત્રી કેવી જુઠ્ઠી છે. તેણે મને કેવું આડું અવળું સમજાવ્યું. તેણે તમને મોડેથી ખબર આપી તેના કરતાં બિલકુલ કહ્યું જ ન હત તો સારૂં થાત; કારણ, તમે સીતાબ્હેનની સાથે બ્હાર જઇ શકત."

કાશીએ કહ્યુંઃ—"બા, તું આમ કેમ બોલે છે? હમે કાંઇ સાવિત્રીના કે માશીબાના કહેવાથી ઘરમાં રહ્યાં નહોતાં. અમે અમારી મેળે જ રહ્યાં હતાં. તને કાંઇ વાંચી સંભળાવીએ અગર તારે કાંઇ કામ હોય તે કરીએ એમ જાણીને રહ્યાં હતાં."

ગુલાબઃ—"ત્યારે શું તમે કાલે ઘેર રહ્યાં તે સીતાબ્હેનના કહેવાથી રહ્યાં નહોતાં?"

આ છેવટની વાત સાંભળી ગુલાબના મનમાં શું ચાલતું હતું તે સીતા સમજી ગઇ. એ ઘણીવાર સુધી કાંઇ જ બોલી નહી. છેવટે તેણે કહ્યું, "ગુલાબબ્હેન, ખરૂં જોતાં મારે વચમાં બોલવાનું કાંઇ કારણ નથી. મારા વિશે તમારી કાંઇ પણ ગેરસમજ થઇ છે એમ હું જાણી ચુકી છું. પરંતુ એનો ખુલાસો હું કરૂં તેના કરતાં પરભારી જ તમારા મનની ખાતરી થાય એવી મારી ઇચ્છા હતી. તમારાં છોકરાં તમારા પર પોતાની જાતેજ માયા રાખે છે. મારા કહેવાથી તેઓ તેમ કરતાં નથી. તમે સમજણાં છો એટલે તેઓ પોતાની મેળે શું કહે છે અને મારા કહેવાથી શું કરે છે તે તમે સમજી ગયાં જ હશો."

**સીના** આગળ બોલવા જતી હતી તેટલામાં ગુલાબે કહ્યું: "**સીતા**બ્હેન, તમારે માટે મારા મનમાં કાંઇ વિચિત્ર વ્હેમ ભરાયો હતો, તે હું કબુલ કરૂં છું. હમણાં હમણાં કાંઇક કારણસર તમારે વિશે મારૂં મન શુદ્ધ નહોતું, એ વાત પણ ખરી છે. તમે મારૂં ભલું કરો છો છતાં હું તે સમજી શકી નહીં. બીજાના ભમાવ્યાથી અભિમાન રાખી મેં મનમાં શંકા આણી તે મારી ભૂલ છે. તે માટે હું ઘણી દિલગીર છું. હું કાલે જ તમારી માફી માગવાની હતી. પરંતુ કમળાની ગરબડને લીધે તેમ કરવું રહી ગયું. મારા ઉપર તમારો ઘણો ઉપકાર થયો છે. તેનો બદલો મેં આવો આપ્યો તેથી તમારે મને ક્ષમા કરવી જોઇએ," આટલું બોલી ગુલાબે પોતાનું મસ્તક **સીતા**ના પગ તરફ નમાવ્યું.

**સીતા**એ તેના હાથ પકડી કહ્યું: "ગુલાબબ્હેન, તમે ગાંડાંઘાંડાં થયાં છો કે શું? આ શું? તમારી કાંઈ ભૂલ થઈ છે એમ મને તો જરા પણ લાગતું નથી. મેં તો મારી ફરજ બજાવી છે. એથી કાંઇ વિશેષ કર્યું હોય એમ બિલકુલ ધારતી નથી. તમે કાંઈ પણ મનમાં લાવશો નહીં. જે થયું તે એક રીતે સારૂં જ થયું છે. કારણ હું કેવી છું, મારા વિચાર કેવા છે તે મારે મ્હોડે કહેવા તેના કરતાં તમારા જાતી અનુભવથી પરીક્ષા કરીને તમે જાણ્યું તે જ સારૂં થયું. એક બીજાનું એક બીજા પ્રત્યે મન કેવું છે તે જાણવાનો તમે આજે સમય આણ્યો તેથી હું તમારી ઘણી આભારી થઇ છું."

**સીતા**નું કહેવું ગુલાબે મુંગાંમુંગાં સાંભળ્યા કર્યું. **કાશી** પણ મુંગીમુંગી બેશી રહી હતી. ઘણા વખત સુધી સર્વે મુંગાં બેઠાં. કોઇ કાંઇ જ બોલ્યું નહીં. આખરે ગુલાબ બોલી:—"**સીતા**બ્હેન, તમે તો હમેશ આવું જ કહો છો. તમે ઉપકાર કર્યો છે, છતાં મેં તો મારૂં

કર્તવ્ય જ કર્યું છે એમ કહી મને સમજાવો છો. એ તમારૂં મ્હોટાપણું છે. હશે, પણ આજે તમને એક બીજી વાત પુછવાની છે. તમારા વિશેનો તેમજ મારા વિશેનો આજે ખુલાસો થયો, તે તો ઠીક થયું. પણ સાવિત્રીને તમે નડો છો તેનું હું કાંઈ કારણ સમજી શકતી નથી. તમારો કાંઈ તેના પર ભાર નથી. તમે તેને વિશે કાંઈ વાત પણ કરતાં નથી. તમે ભલાં ને તમારૂં કામ ભલું, એવું તમારૂં વર્તન છે તે હું જોઉં છું. છતાં, તમારે વિશે તેનું મન શુદ્ધ નથી, ને તમને કાઢવાનો તે પ્રયત્ન કરે છે એની મને ઘણી નવાઈ લાગે છે."

**સીતા**:—"ગુલાબબ્હેન, તમને નવાઇ લાગે છે, પરંતુ મને કાંઇ જ લાગતું નથી. આ સંબંધે કાંઇ પણ વાત કરવાની મારી ઇચ્છા નહોતી. પરંતુ તમે જાતે વાત છેડી છે ત્યારે એ સંબંધે હું કાંઇ ન બોલું તે ઠીક નહીં. તમે એકલી સાવિત્રીને દોષ દો છો તે બરાબર નથી. કારણ તેનું શિક્ષણ કેટલું ને બુદ્ધિ પણ કેટલી! તેનો દોષ દૃષ્ટોત્પત્તિએ આવ્યો તેથી તે દોષની અધિકારિણી થઇ છે. ખરૂં જોતાં તમારી બ્હેનપણીઓની એને શિખવણી. મારા આવ્યા પછી સાવિત્રીનું તથા તમારી બ્હેનપણીઓનું ચલણ ઓછું થયું છે. તેમનું આવવું જવું ઓછું થયું છે. પહેલાં તમારૂં ઘર તેમને ગમ્મતનું એક ઠેકાણું હતું તે પ્રમાણે હાલ નથી. તમે મઝા મારવાને હવે ઝાઝાં બ્હાર જતાં નથી કે ગમ્મતની ખાતર તેમને બોલાવી ઉજાણીઓ કરતાં નથી. તેથી પહેલાં તેમને અહીં જે મઝા પડતી અને ગમ્મત મળતી તે હવે બંધ થઇ છે. આવી સ્થિતિ થવામાં મુખ્ય કારણ હું છું એમ તેમને લાગવાથી મારા ઉપર તેમને અદેખાઇ આવે તે સ્વાભાવિક છે. આમ થાત નહીં તો તે નવાઇ જેવું હતું. બીજું એ કે મત્સર અને સમજભૂલથી ઘણા લોકોનાં મન વ્યાપેલાં હોય

છે. ન્હાના મ્હોટા, વિદ્વાન્ અવિદ્વાન્, સ્ત્રી અગર પુરૂષ—સર્વે તેને આધીન હોય છે. આ મત્સરના તડાકામાંથી છટકી ગયલાં એવાં ઘણાં થોડાં હશે. તમે ઘરમાં રહો, અગર બ્હાર જાઓ તોપણ આ એ રિપુ તમારી નજરે આવ્યા વિના રહેવાના નથી. ભાઇઓ ભાઇમાં, બ્હેનો બ્હેનોમાં તેમજ બાપ દીકરામાં પૈસાને લીધે, સૌંદર્યને લીધે, અગર માનાપમાનથી, સમજફેરના કારણથી, મત્સર ઉત્પન્ન થઇ એકબીજાનું મન કલુષિત થાય છે, તો પછી બીજા લોકોનું થાય તો તેમાં આશ્ચર્યકારક શું? બીજાનું સારૂં ન જોઇ શકવું, તેમજ બીજાની થતી સ્તુતિ પસંદ ન પડવી, એ સાધારણપણે માનવી સ્વભાવમાં મ્હોટો દુર્ગુણ છે. પોતાના કરતાં બીજો સારો લેખક, સારો શિક્ષક અથવા સારો વક્તા છે એમ સાંભળી તેમ જ બીજાને પૈસો તથા માન વધારે મળે છે તે જોઇ, લોકો બીજાની સલાહ લે છે અગર તેને ઘેર માણસોનો જમાવ વધારે થાય છે અને આપણને કોઇ પૂછતું પણ નથી, તેટલો પૈસો અગર માન મળતું નથી એમ મનમાં આણી કેટલાક અક્કલવંત માણસો પણ ખેદ કરે છે. અને બીજાની પડતી કરવા સારૂ નીચ ઉપાયો યોજે તે ગાંડપણ સિવાય બીજું શું કહેવાય? કોઇ નવી વાત અગર અપૂર્વ રીત નીકળે તો લોકો તેની વિરૂદ્ધ પડવાના જ; ખરે હિતકારક કે સુખદાયક, અગર સર્વાંશે ફાયદાકારક હોય તથાપિ તેની મશ્કરી તેમજ મત્સર કરાવનારા વિઘ્નસંતોષીઓ ઉત્પન્ન થવાના જ. જૂનું તેટલું સારૂં અને નવું તેટલું ખરાબ એવો ઘણાનો મત હોય છે. પરંતુ એમાં સારૂં કિયું તે શોધી કાઢી ગ્રહણ કરનારા ઘણા થોડા. **परप्रत्ययनेय बुद्धिः** ( પારકાના દોર્યા દોરાનારા ) ઘણા. તમારાં છોકરાંને હાલ જે શિક્ષણ ચાલુ છે તેમાં ખરૂં જોતાં નવું કાંઇ જ નથી. તેમાં નવાને પ્રિય અને જૂનાને અપ્રિય એવું કાંઇ જ નથી. પરંતુ કેટલાકોની ગેરસમજને લીધે તેમને તેથી સંતોષ થતો

નથી. કોઇને તે પસંદ પડયું છે એમ તેઓ સાંભળી પણ શકતા નથી. પોતાના અભિપ્રાયને મળતો જ બીજા સર્વનો અભિપ્રાય હોવો જોઇએ એવી તેમની માન્યતા રહે છે. કોઇ તમને સારાં કહે, એ કારણસર જ કોઇએ તમને શા સારૂ દોષ દેવો, અગર શિક્ષા કરવી, અગર તમારૂં નુકસાન ઇચ્છવું એ સમજાતું નથી. આ દોષ મનુષ્ય–સ્વભાવમાં જ છે. અને એ સ્વભાવને અનુસરીને જ સાવિત્રી વગેરેનું આચરણ છે; તો પછી તેમાં વિશેષ શું છે? તે મનમાં ન આણતાં, તેમજ આપણી આસપાસ વિઘ્નસંતોષીઓ છે એ વાત ધ્યાનમાં રાખી, આપણે આપણું કર્તવ્ય કર્યાં જ જવું એજ ઉત્તમ માર્ગ છે. તમારે પણ આ વાત ધ્યાનમાં રાખી તે પ્રમાણે ચાલવું એવી મારી ઇચ્છા છે. કારણ, આજે નહીં તો કાલે તમારે મારૂં કામ કરવાનો વખત આવશે. આજે જે લોકો મારી નિંદા કરે છે તે તમારી કરશે. તમારાં છોકરાં બીજાની અદેખાઇ કરતાં ન શીખે એવું શિક્ષણ આજ સુધી મેં તેમને આપ્યું છે. અને આગળ પણ તમારે તેવી જ વ્યવસ્થા ચાલુ રાખવી એવી મારી ભલામણ છે. એ તો હવે ઠીક. વાતમાંને વાતમાં નટવરને બોલાવવાનું મને ભાન રહ્યું નહીં. એ બ્હાર વાટ જોતો હશે."

આટલું બોલી સીતાએ બારણું ઉઘાડયું. સાવિત્રી બારણાની ફાટમાંથી બધું સાંભળતી હતી. તેને બારણું વાગ્યું, વાગ્યાને લીધે 'અરે' શબ્દ તેના મ્હોંમાંથી નીકળી ગયો. આ શબ્દ સંભળી ગુલાબે બારણાની બ્હાર જોયું તો સાવિત્રી માથું પંપાળતી પંપાળતી જતી તેની નજરે પડી. તરત ગુલાબે તેને બોલાવી કહ્યું, "સાવિત્રી, તને છાનામાના સંતાઇને વાત સાંભળવાની કેવી ખરાબ ટેવ પડી છે. એ સંબંધે તને મેં ગઇ કાલે જ તાકીદ આપી હતી. પણ તારી કટેવ કાંઇ જતી નથી. દુર્ગુણ તેટલા બધા તારામાં ભરેલા છે. છોકરાંને

તારા તાબામાં સોંપું તો તેથી કાંઇ પણ ફાયદો ન થતાં ઉલટું તારામાં જે અપલક્ષણો છે તે તેઓ શીખે. જો તારે અમારી વાત સાંભળવી હતી તો અંદર કેમ આવી નહીં ?"

સાવિત્રીએ રોષમાં જ જવાબ દીધો, "મારે સંબંધે વાતો ચાલતી હતી તેથી જ હું સાંભળતી હતી. હાલમાં બધાં જ મારી પાછળ મંડેલાં છે."

"એ તો જાણે ઠીક. પણ છાનામાના શા માટે સાંભળતી હતી? બધાં તારી પાછળ પડેલાં છે એટલું જ તારૂં કહેવું છે ને ?"

"મા. મારે કહેવાનું તો ઘણુંએ છે, પણ તેનું ફળ શું ? મારૂં કહેવું કોને ખરૂં લાગવાનું છે ? હમણા હમણા જેને તેને મારો કંટાળો આવ્યો છે. પારકા પોતાના થયા છે ને હું નકામી થઇ છું. હવે આ ઘરમાં મારી કાંઇ જરૂર હોય એમ મને લાગતું નથી. તમારી મરજી હશે તો હું મારે મને ગમશે ત્યાં ચાલી જઇશ."

"હું મારે મ્હોડે કાંઇ 'જા' એમ કહેતી નથી. પણ તારી જો મરજી છે તો તેમાં મારે જરા પણ વાંધો નથી. તારો રસ્તો તારે ખુલ્લો છે."

"ઠીક છે. તમારી ઇચ્છા જ છે તો હું હમણા જ જાઉં છું."

"હમણા જવું હોય તો હમણા જા. તેમાં પણ મારે કાંઇ હરકત નથી."

આ જવાબ સાંભળી સાવિત્રી રડી પડી અને બોલી, "આજ સુધી તમે મારી સંભાળ લીધી અને હવે આટલે દિવસે મારે જવું પડશે એવું મારા સ્વપ્નામાં પણ કદી આવ્યું નહોતું. મારૂં નશીબ જ ફુટેલું તેમાં તમારો દોષ નથી. તમે ગમે તે કહેજો, પરંતુ હું તો તમારા ભલા માટે જ માતાજીને વિનંતિ કરીશ."

ગુલાબઃ—"તારે પ્રાર્થના કરવી હોય તો કરજે, નહીં તો નહીં તે તારી મરજીની વાત છે. છોકરાંઓની બાબતમાં તારે કોઈ પણ કામમાં ભાગ લેવો નહીં, એવી તાકીદ મેં તથા સીતાબ્હેન બંનેએ આપી હતી. પણ તેને ધ્યાનમાં લીધી નહીં. તું કરે છે તે ઠીક કરતી નથી એમ મેં તને ઘણીક વાર કહ્યું હતું. પરંતુ તેં તે કાનપર લીધું નહીં. મને પણ ગમે તેવું ભેરવી છેતરી. અને જો તું વધારે વખત આ ઘરમાં રહે તો છોકરાંને મારી સામાં થતાં પણ શીખવે એમાં જરાપણ શક નથી. તેથી તેં મારી ઇચ્છાપર સોંપ્યું છે તો તું ઘરમાંથી જાય તેજ સારૂં છે. તેથી તને અને અમને સર્વેને સુખ થશે. તારા શરીર ઉપરના દાગીના બધા મળીને એકંદર સાત આઉંસેના છે તે તને આપી દીધા છે. તેનું તારી મરજીમાં આવે તેમ કરજે. જો સાચવીને સારી રીતે ચાલશે તો સાધારણ રીતે રહી શકશે. તેમ ન કરતાં લુચ્ચાની કે મૂર્ખ સ્ત્રીના ફંદમાં પડશે તો બધાના ફનાફાતીઆ થઈ જશે, ને પેટને માટે ઘેરઘેર ભીખ માગવાનો વખત આવશે માટે આટલી વાત ધ્યાનમાં રાખજે."

આ સાંભળી સાવિત્રીએ દીન મુદ્રા કરી ક્ષમા યાચી. ખોળો પાથર્યો અને 'હવે કદી આવું કામ કરીશ નહીં, કહ્યું, પરંતુ વ્યર્થ. ગુલાબે તેને સાફ કહી દીધું કે "થયું તે થયું. મારો વિચાર જરા પણ બદલાવાનો નથી." આટલું બોલી તે ત્યાંથી ચાલી ગઇ.

ન છૂટકે સાવિત્રીને ઘરમાંથી જવું પડયું. તેના જવાથી ઘરમાં કોઇને પણ અસંતોષ થયો નહીં, ઉલટો સંતોષ જ થયો. ઘરમાં સર્વેને એનો ત્રાસ હતો. તેની જીભ ઘણી લાંબી હતી તેથી બધાં તેનાથી કંટાળી ગયાં હતાં.

સાવિત્રીની સોબતની અસર કમળાને થોડી થોડી લાગી હતી. તેને પાછી રસ્તે લાવવાનો **સીતા**એ પ્રથમ રસ્તો લીધો. પોતાના ઉપર કોઇનો વિશ્વાસ ન હોય તો તેને કેટલું દુઃખ થાય છે તે, જોઇ **સીતા**એ પ્રથમ તેને ભાસવ્યું. ઘરમાં બધાંનોજ ડોળો પોતા પર છે એમ જોઇ કમળા શરમાવા લાગી. તેને પોતાની ટેવ વિશે શરમ લાગી અને **સીતા**ને ભરોસો બેસે એવી રીતે વર્તવા લાગી. થોડાજ દિવસમાં એની કટેવ ગઈ અને પ્રથમની પેઠે જ સર્વે તેના પર ભરોસો રાખવા લાગ્યાં.

---

## પ્રકરણ ૧૨ મું.

---

### પરોણાનું આગમન.

આવા પ્રકારનું શિક્ષણ ગુલાબનાં છોકરાંને ઘણા દિવસ સુધી ચાલ્યું. એક દિવસ ગુલાબે બંગડી પહેરવાને બંગડીવાળાને તેડાવ્યો. તેની પાસે પોતે બંગડી પહેરી પછી કાશીને પણ પહેરવા બોલાવી. કાશીને તેવી બંગડી ગમી નહીં. તેણે કોઇ બીજાને હાથે નવી તરેહની બંગડી જોઇ હશે તેવી તેને પહેરવી હતી તેથી તેણે બંગડીવાળાને તેવી બંગડી લાવવા કહ્યું. તે જઇ તેવી લઇ આવ્યો. પરંતુ તે ઘણી મોંઘી હતી તેથી કાશીએ તેની માને પૂછ્યું. ગુલાબે કહેવડાવ્યું, "આટલી મોંઘી બંગડીઓ પહેરવી નથી. સાધારણ પેહેર એટલે થયું."

આથી કાશીની તબીયત ગઈ. ગુસ્સામાં છેક હલકી બંગડી પહેરી તે નીચે જ બેશી રહી. આ વાત ગુલાબના જાણવામાં આવી. આ વખતે તે **સીતા**ની સાથે સ્વચ્છતા સંબંધે વાત કરતી હતી. કાશીને ઉપર આવતાં ઘણી વાર લાગી એટલે **સીતા**એ નટવરને તેને

બોલાવવા મોકલ્યો. કાશી રીસાઈ હતી તેથી તે નટવરની સાથે કાંઇ બોલી નહીં. નટવર પાછો ઉપર ચાલ્યો ગયો. કાશી પણ મુગી મુગી ઉપર જઇને બેઠી. એને જોઈ નટવર બોલ્યો, "કેમ, તું ઉપર આવવાની નહોતી ને ?"

કાશીએ કાંઈ જવાબ આપ્યો નહીં.

પોતે કાશીને સાધારણ સારી બંગડી પહેરવાનું કહ્યું છતાં કાશીએ તેવી ન પહેરતાં છેક હલકામાંની પહેરી તેથી ગુલાબ તેને વઢી. એટલે સીતાએ કહ્યું:—"કાશીએ આવી બંગડી પહેરી તેમાં શું થયું ? ઉંચી જાતની બંગડીઓ પહેરવાથી સ્ત્રીઓને વધારે માન મળે છે અને હલકી જાતની પહેરવાથી ઓછું મળે છે એમ થોડું જ છે! સુશીલતા અને સ્વકર્તવ્યદક્ષતા એ જ સ્ત્રીઓનો મ્હોટો અલંકાર છે. એ બંગડીની પેઠે કદી પણ નંદાતો નથી."

ગુલાબ:—"કાશીએ આવી બંગડી પહેરી માટે હું એને ખીજતી નથી. હલકી બંગડી પહેરવાથી પ્રતિષ્ઠા ઓછી થાય છે એમ મારૂં માનવું છે જ નહીં. વઢવાનું કારણ જુદું છે. એણે એક છોકરીને હાથે બંગડી જોઈ હતી તેવી પહેરવાનું એને મન હતું તેથી બંગડીવાળા પાસે તેવી એણે ખાસ મંગાવી. પણ તે કિંમતમાં ઘણી મોંઘી હતી, પરંતુ એને ગમતી હતી. તેથી બબ્બે પહેરવાનું કહ્યું હતું. પણ એણે ગુસ્સે થઇને આવી છેક હલકી પહેરી તેથી મને ગુસ્સો ચઢયો."

સીતા—"એતો બરાબર છે. પ્રથમ તો એક બંગડીવાળાને પાછો મોકલી બંગડી મંગાવી તે એણે સારૂં કીધું નહીં. વળી, તમારૂં માન્યું નહીં તે તો ઘણું જ ખોટું કર્યું. બીજાને હાથે સારી બંગડીઓ જોઇ તેવી જ પહેરવાનું મન કરવું તે પણ ઠીક નહીં. બીજાની વસ્તુ જોઇને પોતે મન કરવું તે સારૂં કહેવાય નહીં. આજે બંગડીનું મન

થયું તો કાલે તેવા દાગીના કરાવવાનું મન થશે. આવી હોંશ ક્યારે પૂરી થશે તે કાંઇ કહી શકાય નહીં. આવી હોંસ નિરૂદ્યોગી સ્ત્રીઓના ઢોંગ છે. કેટલાંક બૈરાં નવી નવી તરેહના દાગીના તથા કપડાં પહેરવામાં મ્હોટાઇ સમજે છે. પણ ખરૂં માન શાથી મળે છે તે તરફ તેમનું લક્ષ રહેતું નથી!"

ગુલાબઃ—"હમણાં હમણાં મને દાગીના પહેરવાનો કંટાળો આવે છે. જે સ્થિતિ હમેશ કાયમ રહી શકે એવી હોય તે પ્રમાણે ચાલવું એ ડાહ્યા માણસનું કામ છે. આપણી પાસે લાખ બે લાખની પુંજી હોય તો વાત જુદી."

ગુલાબ અને સીતા વાત કરતાં હતાં અને કાશી ત્યાં બેઠી હતી. તેને બે શબ્દ કહેવાનો આ લાગ સારો છે એમ ધારી સીતાએ કહ્યુંઃ "કાશી, તું સર્વમાં મ્હોટી છે. અને તું જ આમ રીસાઇને બેસે તો પછી નટવરને અને કમુને શું કહેવું? આવી નજીવી બાબતમાં તું હઠ કરે છે તો તારૂં જોઇને નટવર અને કમુ પણ તે પ્રમાણે કરશે. તારૂં ડહાપણ, તારા હાથનું સુંદર ચિત્રકામ, તેમજ તારૂં ઉત્તમ શિવણકામ અને તારા સુંદર અક્ષર એજ તારી બંગડીઓ, એજ તારા હાથનું મૂલ્યવાન ઘરેણું. બહારના અલંકાર કરતાં અંતરના ગુણ એજ માણસનો સૌથી મ્હોટો અલંકાર છે. શાહાણી સ્ત્રીઓની માન્યતા આવી હોય છે. બીજા કારીગરોએ ઘડેલા દાગીના શરીર પર ઘાલી મ્હોટાઇ લેવી તે સારૂં કે પોતાની મેળે જે ગુણો સંપાદન કર્યા હોય તેનાથી માન મેળવવું એ સારૂં? સાત આઠ દિવસ પર તું, કમુ તેમ જ બીજી છોકરીઓ રમતાં હતાં. તે વખતે બંગડીઓ નંદવાયાનું મારે કાને આવ્યું હતું તે જ વખતે હું તને બે શબ્દ કહેવાની હતી. પણ તે વખતે એવો વિચાર આવ્યો કે તને જ તારા

કૃત્યનો પસ્તાવો થઇ તારી કટેવ જાય તે વધારે સારૂં. કુદડી, ચકળીલોડીયું, ખાંગડકિાડાં વગેરે રમવાનો હવે કાંઇ તારો વખત છે? હજુ તને તેમાં મઝા પડે છે? તારે પારકાને ઘેર જવાનું છે, તે શું તું જાણતી નથી? ત્યાં સાસુ, સસરા તેમજ ધણી કેવાં મળશે એ વિચારમાં તારી મા હોય અને તને આવી નાદાન રમત સુઝે છે. આવી રમતો સાસરીઆંને ગમે નહીં તે તું જાણતી નહીં હોય એમ લાગે છે. તે લોકોની નજર કરડી હોય છે. આવું તે દેખે તો તેઓ તારી માને દોષ દેશે અને છોકરીને ભાન નથી એમ કહેશે. સાસુ સસરા તામસી હશે તો આવી રીત તેમને બિલકુલ પસંદ પડવાની નથી. એટલુંજ નહીં પણ તે તને એટલાં મેહેણાં મારશે કે કહેવાની વાત નહીં. તારાં માબાપનો ઉદ્ધાર કરશે. એમ કરતાં સસરા ને ધણીનો સ્વભાવ સારો હશે તો પણ આવું વર્તન તેમને પસંદ પડશે નહીં. તેઓ કદાચ મ્હોડે નહીં બોલે, પણ પોતાના મનમાં દુઃખી થયા વિના રહેશે નહીં. તેથી કહું છું કે આડાઇ કરવી, જોઇતી વસ્તુ ન મળે તો રીસાઈ બેસવું, છોકરવાદી રમતો રમવી એમાં કાંઇ ડહાપણ નથી."

**સીતા**ના આ ઉપદેશનું પરિણામ ધીમે ધીમે નજર આગળ આવવા લાગ્યું. કાશીની આવી કટેવો ધીમે ધીમે ઓછી થવા લાગી. સ્વચ્છ રહેવું, ધોયેલાં સ્વચ્છ કપડાં પહેરવાં, કોઈ પણ કામ કરવું હોય તો તે ટાપટીપથી કરવું, આડાઇ કરી બેશી ન રહેતાં તેમજ છોકરવાદપણાની રમતો રમવામાં વખત ન ગુમાવતાં કાંઇ પણ ઉદ્યોગ કરવાથી જ સુખ થાય છે તે હવે એ પૂરેપૂરૂં સમજી.

આવી રીતે કાંઇક દિવસ વીતી ગયા. **સીતા**ની કીર્તિ આસપાસ પ્રસરવા માંડી. પાડાપડોશીની સ્ત્રીઓ ગુલાબને ત્યાં આવી **સીતા**ની પાસે બેસવા લાગી. તેમની સાથે તેમની છોકરીઓ પણ આવતી.

અગાઉ તેઓ સોગટાં રમવા તેમજ વાતોનાં ગપ્પાં મારવા આવતી. પરંતુ હવે તે બધું જતું રહ્યું અને તેને બદલે હવે જુદા જ પ્રકારની વાતોને માટે તેઓ આવવા લાગી. તેમાં કોઇક ચેષ્ટા કરવાના હેતુથી પણ આવતી. પરંતુ ગુલાબ અને સીતા તેમનો યોગ્ય આદરસત્કાર કરતાં. તેમની જોડે વાત કરવામાં કદી પણ કંટાળો આણતાં નહીં. તેમાં પણ કોઇકની બેસવાની તરેહ, સમજ્યું અણુસમજ્યું બોલવાની હોંસ, અમસ્તામાં જ મ્હોટેથી હસવાની ટેવ, ગામની ચર્ચા કરવાની તેમની ઉત્કંઠા, આડોશી પાડોશીની નિંદા કરવાની ગમ્મત, કપડાં લત્તાંને સંબંધે કોઇકનો ભપકો અને કોઇકની બેફિકર અને ગંદવાડી, પદે પદે 'અરે રામ,' 'મુવાં,' 'બળ્યું' વગેરે શબ્દો બોલવાની કટેવ, મિથ્યા વાતો કરવામાં નિઃશંકપણું, તેમની સાથે આવેલાં છોકરાંનું કલકલાણ અને ધીંગામસ્તી, વગર પુછે કોઇ પણ ચીજ ઉંચકવાની તેમજ કાંઇ સારી વસ્તુ નજરે પડે તો તે માગવાની તેમની કટેવ, વગેરે અનેક વાતો જોઇ સીતાને લાગ્યું કે સ્ત્રીઓને શિક્ષણ મળ્યા સિવાય તેમની તથા તેમનાં સંતાનની આવી આદતો જવી ઘણી મુશ્કિલ બલ્કે અશક્ય છે. આવું શિક્ષણ માત્ર પુસ્તકો વાંચવાથી જ મળે છે એમ નથી. સ્ત્રીઓને તેમજ પુરૂષોને પુસ્તકી જ્ઞાનનો ઘણો ઉપયોગ થાય છે ખરો, પરંતુ તેટલાથી જ કામ સરતું નથી. તેટલાથી જ સુશિક્ષિત થવાતું નથી. પુસ્તકી જ્ઞાન શિક્ષણનું એક અંગ છે. પુસ્તકી જ્ઞાન માત્ર જેમને મળ્યું છે તેમને સુશિક્ષિત કહેવાથી 'સુશિક્ષિત' શબ્દનો અર્થ કર્યો ગણાય. સુશિક્ષિત એટલે જેને સારૂં શિક્ષણ અગર વલણ મળ્યું હોય તે. સંકુચિત મનોનિગ્રહ તથા ઇન્દ્રિયજય આ બે ગુણો જેમાં વાસ કરે છે એટલે કે જે મનોવિકારથી દોરાઇ જતો નથી, જે કદી પણ 'લાચાર' અગર નિરાશ્રિત બનતો નથી, તેને જ સારૂં શિક્ષણ મળ્યું

છે—તેજ સુશિક્ષિત છે, એમ સમજવું. પુસ્તકી જ્ઞાન, વ્યવહાર જ્ઞાન તથા સદાચરણ એ શિક્ષણનાં મુખ્ય અંગો છે. જેમનામાં આ ત્રણે ગુણની ત્રિપુટી વાસો કરે છે તે સુશિક્ષિત શબ્દને પાત્ર છે. જેનામાં આ ત્રણે ગુણો હોતા નથી તેને સુશિક્ષિત કહેવો એ મ્હોટી ભૂલ છે. આવા પ્રકારનું શિક્ષણ સ્ત્રીઓને મળ્યા સિવાય તેમની, તેમના સંતાનની અને તેને યોગે જનસમાજની ઉન્નતિ થવાની નથી. બીજા લોકો પોતાના છોકરાને અગર છોકરીને નિશાળે મોકલે છે માટે આપણે પણ આપણાં છોકરાંને મોકલવાં જોઈએ એવી સમજથી જ છોકરાંને નિશાળે મોકલવાથી શિક્ષણનો ખરો હેતુ સધાવાનો નથી. ઉન્નતિ થવા માટે છોકરાંનામાં એક પ્રકારની શક્તિ આવવી જોઇએ છે. શરીરને, મનને તેમજ બાહ્ય સજીવ અગર નિર્જીવ પદાર્થને આધીન ન થતાં તેમને પોતાને સ્વાધીન કરી લઇ તેમની પાસેથી પોતાનું કામ કરાવી લેવાની શક્તિ આવવી જોઇએ છે. તાત્પર્ય, પરવશ ન બનતાં સ્વપરાક્રમ ઉપર જ આધાર રાખી આગળ વધવાનું સામર્થ્ય આવવું જોઇએ. આ સામર્થ્ય એક બે દિવસમાં જ સંપાદન કરી શકાતું નથી, પરંતુ ઘણા દિવસના સતત અભ્યાસથી તે પ્રાપ્ત થાય છે. આ અભ્યાસ જો બચપણથી જ શરૂ થતો આવ્યો હોય છે તો આગળ ઉપર અઘરૂં પડતું નથી. આ અભ્યાસ કરવાની ઉત્તમ નિશાળ ઘર છે. માટે સર્વ શિક્ષણમાં ગૃહશિક્ષણનું મહત્વ સૌથી વધારે છે. આ શિક્ષણ સ્ત્રીઓને જેવું મળવું જોઇએ તેવું મળતું નથી તેથી તેમની આવી દુર્દશા થયલી છે. એ જોઇ સીતાને ઘણો ખેદ થતો. થોડી ચોપડીઓ વાંચીને અગર વાતો સાંભળીને જે સાધારણ જ્ઞાન સંપાદન કર્યું હોય તે કાંઈ ખરૂં ગૃહશિક્ષણ કહેવાય નહીં. પરમેશ્વરને સંબંધે, પોતાને વિશે, તેમજ સમાજને વિશે તથા રાજ્યવ્યવ-

હાથને સંબંધે જે કર્તવ્ય મરણપર્યંત કરવાનું અને તે કરવામાં ઘરના જે શિક્ષણનો ઉપયોગ થાય છે અથવા તે કરવાના સામર્થ્યનું બીજ રોપાય છે તે જ ખરૂં ગૃહશિક્ષણ કહેવાય. સીતાની આવી માન્યતા હતી અને તે પોતે એને અનુસરીનેજ વર્તતી. જે ગૃહશિક્ષણ-થી ઘરમાંનાં માણસો અથવા વસ્તુ સજીવ દેખાતાં નથી અને તેમનો જે અને જેટલો ઉપયોગ થવો જોઇએ તે વખતસર અને યોગ્ય વ્યવસ્થાથી થતો નથી તેવા ગૃહશિક્ષણની તે કાંઇજ માતબરી માન-તી નહીં. ઘરમાંની પ્રત્યેક સજીવ તેમજ નિર્જીવ ચીજ ઉપર વિચારી માણસની નજર હોઇ તેને યોગ્ય વલણ મળેલું છે એવું જે શિક્ષણ ઉપરથી સ્પષ્ટ સમજાઈ આવે તે જ ખરૂં ગૃહશિક્ષણ એમ તે માનતી હતી.

ઘર એક ન્હાનું સરખું રાજ્ય છે. આ રાજ્યની વ્યવસ્થા કરતાં આવડવું એ સ્થાનિક સ્વરાજ્યના શિક્ષણનું અને તે કારણથી રાજ્ય-વ્યવસ્થાના શિક્ષણનું પહેલું પગથીયું છે. ઘરમાંના ગલિચ્છપણાને લીધે અગર બાળકોની ગંદી ટેવોને લીધે કેટલું નુકસાન થાય છે, સ્વચ્છતા કેવી સુખદ છે, બંધીયાર ઘરથી શરીરને કેટલું ખમવું પડે છે, ખુલ્લી હવાવાળા ઘરથી કેટલું સુખ મળે છે, ઘરમાંનો સામાનસુમન વ્યવ-સ્થાથી મુકેલો ન હોય તો કેવી પંચાત પડે છે, ઘરનાં માણસો પાસેથી તથા નોકરો પાસેથી જેનું જે કામ હોય તે વખતસર ને નિયમ-સર અને વ્યવસ્થાથી ન કરાવી લઇએ તો તેથી શું નુકસાન થાય છે, શેમાં પૈસો ખરચવો ને શેમાં નહીં, આ સર્વ જેમની જાણમાં હોય નહીં તેમને હાથે સ્થાનિક સ્વરાજ્યની વ્યવસ્થા જોઇએ તેવી થઇ શકની કઠીણ છે, અને રાજ્યવ્યવસ્થા તો તેથી પણ વધારે મુશ્કેલ. આ સાધારણ નિયમ છે. આ નિયમ ધ્યાનમાં રાખી સીતાએ ઘરની

વ્યવસ્થા રાખી હતી. આવી વ્યવસ્થાથી કેવું સુખ છે અને કેટલો ફાયદો છે તે ગુલાબ સમજી ગઇ હતી તેથી તેમાં એનું અનુમોદન હતું. માત્ર અનુમોદન જ નહીં, પણ દરેક કામમાં તેની મદદ પણ હતી. આથી ગુલાબનું ઘર કાંઇક અંશે ગૃહશિક્ષણની એક તાદૃશ નિશાળ જ બની હતી, એમ કહીશું તો ચાલે એમ છે.

અમે ઉપર કહ્યું છે કે પાડાપાડોશીઓની ઘણી સ્ત્રીઓ સીતા પાસે રોજ આવતી. સીતા તેમને નકામાં ગપ્પાં મારવા દેતી નહીં. કોઇ પણ સારો ઉપયોગી વિષય કાઢી તેમની જોડે તે વિશે વાતો કરતી. તેમનો મુખ્ય વિષય સ્ત્રીઓએ કેવી રીતે વર્તવું, સંતાનને કેવી રીતે ઉછેરી કેળવવાં, તથા તેમને કેવી રીતનું શિક્ષણ આપવું એ હતો. આ વિષય સર્વને રૂચતો એમ નહોતું. તેથી જે સ્ત્રીઓ માત્ર ગપ્પાં મારવાને જ આવતી તેમણે પોતાનું આવવું રફતે રફતે બંધ કીધું.

ગુલાબની એક સખી મુંબઇથી પોતાની બે પુત્રીઓને લઇ ગુલાબને ત્યાં થોડા દિવસ રહેવા આવી. તે બધી રીતે ઘણી સુખી હતી. તેના ધણીનો વેપાર પણ સારી કમાણીવાળો હતો. તે સાધારણ ભણેલી પણ હતી. તેની પુત્રીઓને પણ શિક્ષણ ઠીક મળેલું હતું. આથી તેમને જરા અભિમાન આવ્યું હતું. તેમને એમ લાગતું હતું કે બીજી છોકરીઓને તેમના જેટલું આવડતું નથી. તેમની માનું પણ તેવું જ માનવું હતું. એ છોકરીઓ દેખાવડી હતી. તેમની મા હોંસિલી હોવાથી તેમને બરાબર શૃંગારતી અને તેજ પોતાનું મુખ્ય કામ છે એમ તે સમજતી. ગુલાબે તેમને સર્વેને સારૂં સન્માન આપ્યું. જમી પરવારીને ગુલાબ પોતાની સખીની સાથે સુખદુઃખની વાતો કરવા બેઠી. વાત કરતાં કરતાં છોકરીઓના શિક્ષણની વાત નીકળી. તેમાં પેલી સખીએ કહ્યું, " છોકરીઓના અભ્યાસમાં અમને ઘણો ખરચ થયો

છે. મારા મનમાં છોકરીઓને ઈંગ્રેજી શિખવવાનું નહોતું, પરંતુ હાલના જમાનાનામાં છોકરીઓને ઈંગ્રેજી શિખવવાનો મુંબઇમાં પ્રઘાત પડયો છે તેથી છોકરીઓને ઈંગ્રેજી નિશાળમાં ન મોકલીએ તો લોકો મશ્કરી કરે તેથી મેં તેમને ઈંગ્રેજી નિશાળે મોકલવાની અનુમતિ આપી. આથી કાંઇ ફાયદો થશે એમ મને લાગ્યું નહોતું. પરંતુ તેથી તેમને ગાતાં વગાડતાં, ભરતાં શીવતાં, તેમજ ગૂંથતાં આવડયું અને ઈંગ્રેજીમાં વાત પણ કરે છે. ”

આ સર્વ હકીકત સાંભળી ગુલાબને પ્રથમ લાગ્યું કે પોતાની છોકરીઓ કરતાં એની છોકરીઓ હોંશીઆર હશે. આમ લાગવાનું બીજું પણ એક કારણ હતું. તે એ કે તે છોકરીઓ દેખાવમાં ચપળ અને બોલવામાં બાધડ હતી. પરંતુ ગુલાબની આ ધારણા તરત જ ખોટી પડી. એની સખીનું નામ ચંદનગવરી હતું. છોકરીઓની વાતચિત ઉપરથી ગુલાબ તરત સમજી ગઈ કે તેની સખીની છોકરીઓના શિક્ષણ કરતાં પોતાની છોકરીઓનું શિક્ષણ વધારે સારૂં છે. અને બીજે જ દિવસે તેવો અનુભવ પણ થયો. ચંદનગવરી તથા તેની છોકરીઓ તેમની હમેશની ટેવ પ્રમાણે સ્હવારમાં મોડી ઉઠી. ઉઠયા પછી માથું હોળી ટાપટીપ કરવામાં કેટલોક વખત ગયો. જમી પરવાર્યાં પછી તેઓ ગુલાબની સાથે વાતો કરવા બેઠી. તેમનો મુખ્ય વિષય ઘરેણાં તથા કપડાં લત્તાંનો હતો. ગુલાબને એ વાતો સાંભળતાં સાંભળતાં કંટાળો આવ્યો. પરંતુ કદી પણ ન આવે એવી પોતાની સખી ઘણે દિવસે પોતાને ઘેર આવી છે એમ જાણી તેણે બાહ્યતઃ પ્રસન્ન મુદ્રા રાખી તેમની સાથે વાતો કરવા બેઠી. હમેશના રીવાજ મુજબ ચાર વાગતે પાડોશની સ્ત્રીઓ આવી. તેમના આવ્યા પછી ગુલાબની અને સીતાની વાતો ચાલતી હતી તેમાં ચંદનગવરી તથા તેની પુત્રીઓ વચ્ચે વચ્ચે

ટાપસી પુરતી હતી. 'અમારા મુંબઇમાં જે જોઇએ તે મેવો મળે છે.' 'અમારા મુંબઈમાં જે જોઇએ તે ચીજ મળે છે.' આમ તે વારેઘડીએ કહેતી. સીતાએ તેમાં મન ઘાલ્યું નહીં. સાડા પાંચ થયા એટલે તરત નટવરે કહ્યું:—“માશીબા, સાડાપાંચ થયા છે. બળદ જોડીને ગણુ કુવાની પાસે ઉભો છે. અમે ઝાડને પાણી પાવા જઇએ કે? તમે આવો છો?”

નટવરની ઉત્સુકતા જોઇ સીતા તરત જ ઉઠીને ગઈ. તેમની પાછળ કાશી અને કમળા હાથમાં ન્હાના ન્હાના ઘડા લઇને ગઇ. ગપ્પાં મારવા આવેલાં બૈરાં પણ પોતપોતાને ઘેર ગયાં. રાંધનારી બાઇ પોતાને કામે લાગી. ચાકરડી સાવરણી લઇ બધે કચરો કાઢવા મંડી. બીજો નોકર બારણા આગળ સાફસુફ કરવા મંડી પડયો. બધે વાળી ઝાડી સાફ કર્યા પછી તેણે ઝારી લઇ રસ્તા પર પાણી છાંટવા માંડયું. આ બધું કામ શાંતપણે કાંઇપણ ગડબડ અગર ધાલમેલ વિના ચાલતું હતું. આ બધું જોઇ ચંદન તથા તેની છોકરીને આશ્ચર્ય લાગ્યું. ચંદને ગુલાબને પૂછ્યું, “તમારે ત્યાં આજે કાંઇ હશે એમ ધારૂં છું.”

“અમારે ત્યાં આવી ગડબડ તો બારે માસ છે.”

“બારે માસ?”

“હા. બારેમાસ.”

“સ્હવારે ને સાંજરે પણ?”

“હા.”

એટલે ચંદનની છોકરી બોલી, “અમે તો નિરાંતે સ્હવારે સાત વાગતે ઉઠીએ છીએ અને ધીમે ધીમે માથું હોળીએ. સાંજરે સ્કુલમાંથી કંટાળી આવ્યાં હોઇએ એટલે આવીને ગાવા બેસીએ અગર

અમારે સારૂ વિલાયતથી પિયાનો મંગાવ્યો છે તે વગાડવા બેસીએ. પછી રાતરે જમ્યા કે સુવાની વાત."

ગુલાબઃ—"કાંઈક દિવસ પહેલાં મને પણ તમારા જેવી જ ટેવ હતી. પરંતુ હાલમાં તે ઘણી ઓછી થઇ ગઇ છે. મોડા ઉઠવાની તથા નકામાં ગપ્પાં મારવાની હવે મને શરમ લાગે છે. હું પણ છોકરાંની સાથે બાગમાં જઇ તેમને કામ કરવા લાગું છું. આથી છોકરાંને આનંદ થઇ મને પણ એક જાતની મઝા પડે છે, તેમજ કસરત થઇ ભૂખ સારી લાગે છે. આથી હવે કોઇ પણ દિવસ મારૂં માથું દુઃખતું નથી, તેમ કદી પેટમાં પણ દુઃખતું નથી."

ચંદનઃ—"અમે તો કદી આવું કામ કરતાં નથી. મારી છોકરીઓને તો આવું કામ કદી પસંદ પડે જ નહીં. એમને પણ એવું કામ ગમે નહીં. અમને દરરોજ કહે છે કે એ કામ નોકરોનું છે. મને પણ એમ જ લાગે છે. આવું કામ જો છોકરીઓ કરે તો તેમનું નાજુકપણું જતું ન રહે?"

ગુલાબઃ—"મારી છોકરીઓને આ તો શું પણ આવા પ્રકારનાં બીજાં ઘણાં કામો કરવાની હોંસ થાય છે. આવા કામથી તેમનું કોમળપણું ન જતાં ઉલટું ચહેરો વધારે તેજસ્વી બને છે."

ચંદને આશ્ચર્યથી પૂછ્યું, "એટલે?"

ગુલાબઃ—"એટલે શું? મને પણ પહેલાં એમ જ લાગતું હતું. પરંતુ અનુભવથી હવે હું સમજી છું. કેવળ સુકુમારપણાના કરતાં શરીરપ્રકૃતિ સારી હોય તે વધારે સારૂં એમ મને લાગે છે. હાલમાં બાગનાં કેટલાંક કામ હું કરૂં છું. હવે મને કામ કરવામાં કાંઇજ અડચણ લાગતી નથી. ઉલટું, જો કામ ન કરૂં તો મને કંટાળો આવે છે. તમને આ ગડબડનું જેટલું આશ્ચર્ય લાગે છે તેટલું અમને લાગતું

નથી. અમને તો રોજની ટેવ પડી ગઈ એટલે આ ગડબડ છે એમ પણ લાગતું નથી. સર્વ કામ વ્યવસ્થાથી થાય એટલા શારૂ સીતાબ્હેને છોકરાંને રોજનો ક્રમ શીખવી મુકયો છે, અને તે પ્રમાણે એમનું વર્તન થાય છે."

"તે કેવો?"

"સીતાબ્હેન સ્હવારે સાડાચાર વાગતે ઉઠે છે. તે વખતે નોકરો પણ એની ભેળ ઉઠે છે. પાંચને સુમારે તે મને તથા છોકરાંને ઉઠાડે છે. પ્રાતઃવિધિ થઇ રહ્યા પછી થોડો વખત તેઓ ભજન કરે છે. છ વાગતે નટવર ઘોડા ઉપર ફરવા જાય છે અને સાત વાગતે પાછો આવે છે. એ દરમ્યાન અમે માથાંબાથાં હોળી પરવારી જઇએ છીએ. નટવર ફરીને આવે કે તરત તરતનું દોહેલું ગાયનું દુધ પીએ છે, અને પછી અમે બધાં બાગમાં જઇએ છીએ. છોકરાંઓ પોતપોતાના ક્યારામાંથી કચરો વગેરે કાઢી નાખી સાફ કરે છે. હું ફુલ તોડી શાકભાજી તોડું છું. આ કામ પૂરૂં થયા પછી સીતા બ્હેન છોકરાંને સાથે લઇ ઘરમાં બધે ફરે છે. ઘરમાં બેસવા ઉઠવાની તેમજ ન્હાવા ધોવા વગેરેની જગા સાફસુફ થઇ છે કે નહીં, તેમજ તબેલા-માંથી લીદ વગેરે કાઢી નાખી સાફ કર્યું છે કે નહીં, એ બધું જુવે છે. જોયા પછી છોકરાંની પાસે પોતપોતાના ઓરડા, તેમાંની છબીઓ ચોપડીઓ વગેરે સાફ કરાવે છે. આ દરમ્યાન હું દાળ ચોખા વગેરે કાઢી બધી તૈયારી કરી રાખું છું. પછી અમે બધાં નાહી લઇએ છીએ. આટલું કરતાં સાડાઆઠ થાય છે. સાડાઆઠથી સાડાદશ સુધી છોકરાં અભ્યાસ કરવા બેસે છે. તેટલામાં હું પૂજાપાઠ કરી લઉં છું. પછી અગીઆર વાગતે અમે જમી પરવારીએ છીએ. પછી હું ને સીતા-બ્હેન વાતો કરવા બેસીએ છીએ. વખતે તે કોઇ ચોપાનીયું વાંચે છે

ને હું જરા આરામ લઉં છું. છોકરાંઓ રમે કે વખતે નકશા વગેરે જુએ, અથવા તો હારમોનીઅમ વગાડે. એકથી તે ચાર સુધી છોકરાં પાછાં ભણવા બેસે છે. હું વાંચું અગર ઘરમાં કાંઇ કામકાજ હોય તો તે કરૂં. નટવરને સારૂ કેટલીક ચીજો આણી રાખી છે તે તે બરાબર કરે. છોકરીઓ વખતે શીવે, ભરે કે ગૂંથે અગર એ સિવાય બીજું કાંઈ કામ હોય તો તે કરે. પછી નાસ્તો કરે. બરાબર સાડાપાંચે અમે બધાં બાગમાં જઇ ઝાડને પાણી પાઇએ છીએ. આ બધું થઇ રહ્યા પછી જમીએ. પછી છોકરાં થોડીક કસરત તરીકે થોડા આંટા મારે છે. એટલામાં સાડાઆઠનો સુમાર થાય છે. પછી સીતાબ્હેન ચોપડીમાંથી અગર વર્તમાનપત્રમાંથી કાંઈ વાતો કહે. સાડા નવે છોકરાંઓ સુઇ જાય છે. હું અને સીતાબ્હેન વાંચવા બેશીએ છીએ. પછી સુતાં પહેલાં એક વખત આખા ઘરમાં તેમ જ તબેલામાં ફરી ત્યાં બધું બરાબર છે કે નહીં તે જોઇ બારણાં વગેરે બધું બંધ કીધું છે કે નહીં તે સર્વ જોઈ લંઇએ. આ બધું કરી અમે સુઇ જઇએ છીએ. આ અમારો રોજનો ક્રમ છે."



## પ્રકરણ ૧૩ મું.

---

### નિરીક્ષણ.

---

ગુલાબનો રોજનો કાર્યક્રમ સાંભળી ચંદન આશ્ચર્યચકિત થઇ ગઇ ને બોલી, "અરે! બાપરે! તમારાં રોજનાં કામો ઘણાં છે."

ગુલાબ:—"હા દેખાવમાં તેમ છે ખરૂં, પરંતુ અમને રોજની ટેવ એટલે અમને કાંઇ લાગતું નથી. શરૂઆતમાં મને કંટાળો ઘણો આવતો પરંતુ હવે કાંઈ જ લાગતું નથી."

"તમે આટલાં કામ કરો છો તો પછી નોકરો શું કરે છે?"

"નોકરોને પણ આખા દિવસમાં બે એક કલાક નવરાશ મળે છે. બાકીનો બધો વખત પણ તેમને કામ પહોંચે છે. જે વખતે હું ઘરમાં દેખરેખ રાખતી નહોતી તે વખતે તેમને નવરાશનો વખત ઘણો મળતો. પણ હવે તેમને તેવો વખત મળતો નથી ને નકામા ગપ્પાં મારવાનો પણ અવકાશ રહેતો નથી. તેમજ તેમના તરફની કાંઈ તકરાર પણ આવતી નથી."

ચંદન:—"તમારાં સીતાબ્હેનને તો જરા પણ આરામ મળતો નહીં હોય. તે આટલું બધું કામ કેવી પાર પાડી શકે છે તેનીજ મને તો નવાઇ લાગે છે."

"મહેનત કરવામાં સીતાબ્હેન જરા પણ પાછાં હઠતાં નથી. તેમનું કહેવું એવું છે કે નકામાં બેસી ગપ્પાં મારવાથી અને સુઇ રહેવાથી કાંઇ વિશ્રાન્તિ મળતી નથી. ખરી વિશ્રાન્તિ તો ભિન્ન ભિન્ન પ્રકારના ઉદ્યોગમાં છે. માણસને ઘણાં કામો કરવાનાં હોય છે તો પણ જો તે તે કામો વ્યવસ્થાથી નિયમસર અને વખતસર કરે તો કાંઇ અઘરૂં પડતું નથી. વ્યવસ્થિતપણું અને નિયમિતપણું આ બે ગુણ માણસનામાં અવશ્ય હોવા જોઇએ."

આવી આવી વાતો ઘણા વખત સુધી ચાલી હતી. થોડી વારે સીતા તથા છોકરાં કામ કરી ઘરમાં આવ્યાં. ગુલાબે પોતાના ઘરની સ્થિતિનું જે વર્ણન કર્યું તે ચંદનને તેમજ તેની છોકરીઓને ખરૂં લાગ્યું નહીં. તેમજ માણસ પોતાને જાણે એક પ્રકારના બંધનમાં

રાખી કામ કરે તે પણ તેમને રૂચ્યું નહીં. તથાપિ ગુલાબના ઘરની સ્થિતિ કેવી છે તે જાતે જોવાની તથા ગૃહશિક્ષણને સંબંધે સીતાના કેવા વિચાર છે તે જાણી લેવાનો તેમને જીજ્ઞાસા ઉત્પન્ન થઇ. પરંતુ સવારના પહોરમાં ઉઠે કોણ એ સવાલ ઉભો થયો. આખરે તે મા દીકરીઓએ એમ ઠરાવ્યું કે ઉઠયા પછી જે જોવાનું હશે તે જોઇશું. ઉંઘ ખોઈ જોવામાં કાંઇ અર્થ નથી."

બીજે દિવસે જમી પરવારીને બધાં એકઠાં બેઠાં તે વખતે ચંદને ગુલાબને કહ્યું, "તમારા ઘરમાંની વ્યવસ્થા સારી રહે છે એમ મારા જાણવામાં આવ્યું છે. પણ તમારૂં ઘર જોવાની મારી ઇચ્છા છે."

ચંદને ઘર જોવાની ઇચ્છા જણાવી એટલે ગુલાબે હસીને કહ્યું, "મારૂં ઘર કાંઇ મ્હોટો દરીઆ મહેલ નથી કે કોઇ રાજાનો મેહેલ પણ નથી. મારૂં ઘર તો એક સાધારણ ઘર જેવું ઘર છે. તેમાં શું જોવું છે? તથાપિ તમારી ઇચ્છા હમણાં જ જોવાની છે તો તેમાં મારી કાંઇ હરકત નથી. પરંતુ સઘળી વ્યવસ્થા સીતાબ્હેનના હાથની છે, તેથી મારા કરતાં તેમને માહિતી વિશેષ છે."

આ સાંભળી સીતાને ઘણું આશ્ચર્ય લાગ્યું. તેણે કહ્યુંઃ "ગુ-લાબ બ્હેન, ઘર વિશે તમારા વિચાર મને કાંઇક વિચિત્ર દેખાય છે. મ્હોટાં મ્હોટાં ઘર જોવાં અને ન્હાનાં ઘરો જોવાં નહીં એ તમારૂં કહેવું મને નવાઈ ભરેલું લાગે છે!"

ગુલાબઃ—"મારા કહેવાનો અર્થ તમે બરાબર સમજ્યાં નહીં. મારૂં કહેવું એવું છે કે અમારૂં ઘર કાંઇ એવું મ્હોટું ભવ્ય નથી કે દેખાવમાં શોભાયમાન નથી. કોઇ પણ અસલના વારાનાં શ્રીમંતોનાં કે જાગીરદાર ઓધ્ધેદારોના મેહેલો તમે જોયા હત તો તમે આમ

ઓલત નહીં. દરીઆ મેહેલ, અક્ષીનો મેહેલ, વગેરે ઇમારતો બાંધ્યે ઘણાં વર્ષો થઇ ગયાં. તેમણે અનેક ચોમાસાં ઉન્હાળા ખાધા છે. પરંતુ દિવાલનો એક કાંકરો સરખો પણ ખર્યો નથી કે ભારોટીઆં કે થાંભલા નમ્યા નથી, તેમ મરામત પણ કરવી પડી નથી."

સીતાઃ—"કોઇ પણ વ્યકિતના ઘર વિશે વાત કરવાની મારી ઇચ્છા નથી. ગર્ભશ્રીમંત છે તે વિશે હાલમાં મારે વાત કરવી નથી. ઘર વિશે. જે પ્રમાણે તમે ધારો છો તેવી જ ધારણા બીજા ઘણાકની હોય છે. જાડા જાડા થાંભલા કે મ્હોટા મ્હોટા ઓસારની ભીંતોનું મારા મનથી કાંઇ મહત્વ નથી. ઘર એક પેઢી સુધી અગર તેથી વધારે પેઢી સુધી ટકે એ વાતને પણ હું વજન આપતી નથી. તેમજ તે સુશોભિત છે કે નહીં તેનું પણ હું કાંઇ વધારે કૌતુક કરતી નથી. જે લોકો એવાનાં વખાણ કરે છે તે ભૂલ કરે છે. તેમજ જે લોકો ઘરની પાછળ હજારો રૂપીઆનો ખરચ કરે છે તે પણ ભૂલ કરે છે એમ મારૂં માનવું છે. ઘર મજબૂત કરવાને ઉપાયો લેવા, પણ તેમાં વસનારા માણસો તથા તેમની સંતતિને તેવા મજબૂત બનાવવા કાંઈ ઉપાય યોજવા નહીં, ઘરમાં ઇંટ ચૂનો લાકડાં ઉત્તમ જાડાં ને મજબૂત જોઇ લેવાં ને તેની બાંધણી ઘણી મજબૂત હોવી જોઇએ. તેમજ તે ઘણાં વર્ષો સુધી ટકે એ બાબતમાં દૂરદર્શીપણું બતાવવું પરંતુ તે ઘરમાં વસનારી તેમની પ્રજાનાં શરીર મજબૂત અને નિરોગી થાય તેમજ વંશપરંપરા ટકે એવું શિક્ષણ તેમને આપવામાં તેમજ પેઢી દરપેઢી ટકી રહે એવું તેમનામાં સામર્થ્ય ઉત્પન્ન કરવાનું દૂરદર્શિત્વ ન રાખે એના જેવું આશ્ચર્યકારક બીજું શું ? છોકરાં સારૂ ઘર એ પ્રશ્ન મહત્વનો કે ઘર સારૂ છોકરાં એ પ્રશ્ન મહત્વનો ? જાડા જાડા થાંભલા અને મજબૂત ભીંત એ પ્રીત્યર્થ જે ઉત્સાહ અને પૈસા ખર-

ચાય તેનાથી અડધો પણ ઉત્સાહ અને પૈસો છોકરાંઓના યોગ્ય શિક્ષણમાં અને તેમને શરીરસંપત્તિ પ્રાપ્ત કરાવવા તરફ ખરચવામાં આવે તો તે આપણને તેમજ આપણી સંતતિને સુખદાયી નીવડશે. તેમનામાં સામર્થ્ય હશે તો તે એક નહીં પણ અનેક ઘરો બાંધી શકશે. કારણ, તેમની પાસે પૈસો કમાવાને માટે જ્ઞાનસંપત્તિ અને શરીરસંપત્તિ હોય છે. હું એમ નથી કહેવા માગતી કે કોઇએ મ્હોટાં ઘર બાંધવાં નહીં. મારા કહેવાનો ભાવાર્થ એટલો જ છે કે જેમની પાસે પુષ્કળ પૈસા હોય અથવા જે અતિશય વૈભવશાળી હોય તેઓ ભલે એવાં ઘર બાંધે. સાધારણ સ્થિતિના લોકો પણ એવાં ઘર બાંધવામાં પૈસો રોકે અને પોતાની સંતતિને યોગ્ય શિક્ષણ આપી તેમનામાં સામર્થ્ય ઉત્પન્ન કરવા તરફ કેવળ બેફિકર રહે અગર થોડે અંશે લક્ષ આપે તે ડહાપણનું લક્ષણ નથી."

ચંદનઃ—"ત્યારે તમારા કહેવાનું આખર સરવાળે તાત્પર્ય એજ કેની કે જેમણે મ્હોટાં મ્હોટાં ઘરો બંધાવ્યાં છે તેમણે ગાંડાઇ કરી છે અને જેમણે ન્હાનાં ઘરો બંધાવ્યાં તેમણે ડાહાપણ વાપર્યું છે. મારો અભિપ્રાય તો એવો છે કે મ્હોટાં ઘર બાંધવાં તે એક રીતે પૈસાનો સંગ્રહ કરવા જેવું છે. આવી સ્થાવર મિલકતમાં પૈસો રોક્યો હોય તો છોકરાં તે વેડફી શકતાં નથી."

સીતાઃ—"મ્હોટી મ્હોટી હવેલીઓ બાંધનારા ડાહ્યા કે ન્હાનાં ન્હાનાં ઘર બાંધનારા ડાહ્યા એ સંબંધે હાલ પ્રશ્ન નથી. મારી દલીલ એટલી જ છે કે ઘરમાં જે છોકરાં રહેવાનાં છે તેમનામાં શક્તિ આણવાની દીર્ઘ દૃષ્ટિ ન વાપરતાં તથા તેને સંબંધે બીજી યોગ્ય તજવીજો અગાઉથી જ કરી ન રાખતાં ઘરના સ્થાયીપણાની જ જેઓ કાળજી રાખે છે તે ડાહ્યાપણ ભરેલું કામ કરતા નથી. તેમનું મુખ્ય

કામ તો છોકરાંને યોગ્ય શિક્ષણ અને શારીરિક અને માનસિક બળ આપવાનું છે. આ ઉદ્દેશ જેથી સધાય તે ડાહાપણનું તથા તેમાં જેથી અંતરાય આવે તે અવિચારીપણાનું કામ છે એટલો જ મારા કહેવાનો ભાવાર્થ છે."

સીતાએ વાત વધારે લંબાવી આગળ વધાર્યું:—"આ ઉદ્દેશ ધ્યાનમાં ન રાખતાં ઘર વંશપરંપરા ચાલે તેટલા માટે જ જે પૈસાનો ધ્રૂડચો કરે છે તે મ્હોટી ભૂલ કરે છે. પોતાના આચરણથી તેઓ પોતાનાં બાળકોને એક પ્રકારે બાંધી નાખે છે. અને તેમને કાંઇ કમી જાસ્તી સગવડ કરવાનો અવકાશ રાખતા નથી. જે વગર આપણને ઠીક લાગે છે તે કદાચિત્ આપણા સંતાનને યોગ્ય લાગશે નહીં. જે પ્રમાણે આચાર વિચારમાં તથા પહેરવેશમાં ફેરફાર થતા જાય છે તેજ પ્રમાણે ઘરની બાંધણીમાં પણ થતા ચાલ્યા છે, અને આવા ફેરફાર થાય તે સ્વાભાવિક છે. પરંતુ વર્ષોનાં વર્ષ ટકે તેવું ઘર બાંધવાથી છોકરાંઓના હાથપગ બાંધી લીધા સરખું થાય છે. અને કેટલીક વખતે તેમને અગવડવાળા ઘરમાં જન્મારો કાઢવો પડે છે. આમ થવું ઈષ્ટ નથી એમ સર્વ કોઇ માન્ય રાખશે. મારે જે વિશેષ કહેવાનું છે તે માત્ર ઘરને સંબંધે જ છે એમ નથી. આપણી એકંદર કૃતિને સંબંધે પણ છે. આપણું પ્રત્યેક કામ ડહાપણ ભરેલું હોય છે એમ માની લેવું એ કેટલેક અંશે સાહસ છે. આપણી કૃતિથી આપણી સંતતિના હાથપગ હમેશને માટે બાંધી ન નાખતાં તેમને યોગ્ય શિક્ષણ આપી તેમને યોગ્ય દેખાય તેવી સગવડો કરી લેવાનો તથા દેશકાળને અનુસરીને પોતાનું વર્તન રાખવાનો અવકાશ રાખવો વધારે ડાહાપણ ભરેલું છે."

પોતાના વિચારો ચંદનગવરીને જણાવવાની સીતા તક શોધતી જ હતી. આ ટાકસંચો સારો છે એમ જોઇ તેણે વધારે ખુલાસા-

વાર વાત કરવા માંડી આગળ વધાર્યું: "ઘર પાછળ પૈસો ખરચવો તે એક જાતનો સંગ્રહ કર્યો કહેવાય એમ તમારૂં કહેવું છે નહીં વારૂ? ઘણા લોકો એમ ધારે છે ખરા; પરંતુ તે પાછળથી પસ્તાય છે. એકલા આવા સંગ્રહને સંબંધે જ નહીં પણ બીજા અનેક જુદા જુદા પ્રકારના સંગ્રહને સંબંધે લોકોના વિચાર ઘણા ચમત્કારિક છે. તાણી-તુશીને દાગીના વગેરે કરાવવામાં, ઘરમાં, જમીનમાં, વેપારમાં પૈસો રોકયો એટલે આપણે સંગ્રહ ઠીક કર્યો છે અને તેથી આપણે આપણી સંતતિ તરફની ફરજ બરાબર બજાવી છે એમ સમજનારા લોકો ઘણા છે. પરંતુ ખરો સંગ્રહ કરનારા ઘણા થોડા નજરે પડે છે, એ ઘણું આશ્ચર્ય જેવું છે. જેમને માટે આપણે તાણાતાણ કરી, દરેક કામમાં કાપકુપ કરી, પેટને ચીમટો દઇ સોનું વગેરે ખરીદીએ, ઘર બાંધીએ, અગર જમીન વેચાતી લઇએ અગર વેપાર કરીએ, તે જો શકિતરહિત, જ્ઞાન રહિત વિચારહીન હોય તો આવી રીતે સંગ્રહ કર્યાનો ઉપયોગ શો? પ્રસંગ પડયે આ સંગ્રહ વધારે શા ઉપયોગમાં આવશે? મારૂં કહેવું એવું નથી કે આવો સંગ્રહ બિલકુલ કરવો નહીં. આવા સંગ્રહની જરૂર છે એ વાત નિઃસંશય છે. આવો સંગ્રહ કર્યા સિવાય વ્યવહાર ચાલે નહીં એ વાત પણ ખરી છે. પરંતુ આવો સંગ્રહ આપણા બાળકોને મદદ-રૂપ થઇ પડે માટે રાતદિવસ તે જ ઉદ્યોગમાં ન રહેતાં આરોગ્યજ્ઞાન, સદ્વર્તન તથા મુસ્કેલીઓમાંથી પાર પડવાની શકિત, એ ગુણો તેમ-નામાં આવે એવી તેમને કેળવણી આપી હોય તો તેમનું તેમજ સ-માજનું વિશેષ કલ્યાણ થાય એમ છે. શારીરિક તથા માનસિક બળ-નો સંગ્રહ તે જ ઉત્તમ સંગ્રહ છે. આ સંગ્રહ જો બાળકોમાં હોય છે તો બીજી કોઇ પણ જાતનો સંગ્રહ તે કરી શકે છે. પરંતુ ઘરેણાં ગાંઠાં, ઘરબાર, વાડી વજીફા વગેરે રૂપી સંગ્રહથી તંદુરસ્તી, સદ્વર્તન,

સતત ઉદ્યોગ, પ્રસંગાવધાન, વિપત્તિમાં ધૈર્ય, પૈસા એકઠા કરવાનું ડહાપણ એ ગુણો આવવાનો સંભવ કમી હોય છે. બાળકોના મનમાં તેમજ શરીરમાં સામર્થ્ય સંચય કરી રાખીએ તો તે મહત્વનો સંગ્રહ કર્યો કહેવાય. આ ઉદ્દેશ રાખીને ઉદ્યોગ થાય તે ઉદ્યોગ ડહાપણ ભરેલો કહેવાય. અને એ ઉદ્દેશ સાધ્ય કરવા સારૂ જે આવશ્યક છે તે સંગ્રહ કરવામાં જ કલ્યાણ છે. દેશમાં મુડી ઉભરાતી હોય અને આયાત અગર નિકાસ લાખોના આંકડા સુધી ચઢી હોય એટલે લોકોની સ્થિતિ સારી છે અને દેશમાં આબાદી છે એવું સમજનારા ઘણા છે. વસ્તુતઃ આ કારણપરત્વે દેશનુ ગૌરવ તો ન જ થઇ શકે. ધનસંચય સમય પડે ઉપયોગમાં આવે એટલા માટે કરવાનો છે. પરંતુ સામર્થ્ય-સંચય ન હોય તો લાખો રૂપીઆના સંચયથી શો ફાયદો ? જુલમ-થી અગર અકસ્માતથી પૈસાનું તથા સત્તાનું હરણ થાય છે. સામર્થ્યનું હરણ કદી પણ થઈ શકતું નથી. એને દાબી દઇએ તો પણ તે માથું ઉંચું કરે જ. ઉદાહરણાર્થઃ ઈ. સ. ૧૭૨૦ નો ઈંગ્લાંડનો સાઉથ સી બબલ. લાખો માણસો પૈસે ટકે પાયમાલ થયા તોપણ ત્યાંના વેપારે ઝટ માથું ઉંચું કર્યું. મુંબઈમાં પણ શેરમેનીઆમાં ઘણા વેપારીઓ અને બીજા લોકો પાયમાલ થઇ ગયા હતા, પરંતુ મુંબઇ આજે પાછું પૈસાથી ઉભરાય છે. સારાંશ એ કે દેશમાં જે પ્રમાણમાં અધિકતર શરીરસંપત્તિ અને માનસિક સંપત્તિ હોય તે પ્રમાણમાં તે દેશ અધિક આબાદાનીવાળો કહેવાય. તેથી ધનસંચય કરતાં સામર્થ્ય-સંચય કરવાનું બાળક વર્ગને શિક્ષણ આપવાની વધારે આવશ્યકતા છે.

સીતાએ વિશેષ કહ્યું, " ગૃહશિક્ષણની ખરી નિશાળ ઘર છે. બાળકોનો ઘણો ખરો કાળ ઘરમાં જ જાય છે. બાળપણથી જે રાત દિવસ તેમની નજર તળે આવે છે તેની તેમની કુમળા મન ઉપર

આમની છાપ પડી રહે છે. આ શિક્ષણ સારૂં—દોષરહિત હોવાની જરૂર છે, અને આ જરૂર પૂરી પાડવાની ફરજ તેમના માબાપને શીર છે તેથી એ અવશ્યનું છે કે માતપિતાનું પોતાનું વર્તન શુદ્ધ દોષરહિત હોવું જોઇએ. બાળકને સુવાડતાં કે બીજી કોઈ પણ વખતે બીવડાવશો તો તે ભીરૂ જ બનશે. માટે તેમને સમયાનુસાર શિક્ષણ ન આપતાં એવા પ્રકારની કેળવણી આપવી કે જેથી ભવિષ્યમાં તેમનું નુકસાન ન થતાં કલ્યાણ થાય."

ચંદને પૂછ્યું, "ત્યારે શું લોકો આ વાતથી અજાણ છે એમ તમારૂં કહેવું છે?"

સીતા: "ના, મારે કહેવું તેવું નથી. આ વાત ઘણાતી જાણમાં છે. પણ તેની તરફ એ લોકો ઘણું દુર્લક્ષ રાખે છે. કેટલાંક શહેરોમાં અને ગામડાંઓમાં એવાં ઘર છે કે જેમાં સૂર્યનું દર્શન પણ થતું નથી. કોઈ ઠેકાણે ઉન્હાળામાં રાત્રે તરફડીઆં મારવાં પડે છે. ચોમાસામાં ગળવાથી ભેજ આવે છે અને શરદીથી શરીર રહી જાય છે અને સંધીવા વગેરેનો રોગ થાય છે. કોઈક ઠેકાણે વર્ષોનાં વર્ષો સુધી ઘર સાફ કરતા નથી. જરૂર પડયે એકાંત બેસવાની જગા પણ હોતી નથી. આવી આવી અનેક અગવડો જો માત્ર ગરીબોના જ ઘરમાં હોય તો તેમને માટે વધારે કહી શકાય એમ નથી. પરંતુ જેમની સ્થિતિ સારી છે, જેઓ સમજુ છે તેમના ઘરની સ્થિતિ આવી હોય એ આશ્ચર્યકારક છે. આવી સ્થિતિમાં તેમણે પોતાનું આયુષ્ય પૂરૂં કરવું અને બાળકોને પણ એવી ખરાબ ટેવનું વલણ આપી તેમનો જન્મારો પણ તેમને તેવામાં જ પૂરો કરવો પડે એમ કરવું એ શોચનીય છે. જેમને અગવડથી ત્રાસ થતો નથી, ગંદકીની તેમજ ખરાબ સામનસુમનની તથા અવ્યવસ્થિતપણાની શરમ લાગતી

નથી, જેમની ઘ્રાણેંદ્રિય મરી ગઈ છે, અવયવો શિથિલ થયલાં છે તથા બુદ્ધિ મંદ થયલી છે, તેમના શરીરમાં શક્તિ તે ક્યાંથી આવે ? ને કેટલી હોઇ શકે ? તેમજ મનમાં ઉત્સાહ ક્યાંથી પ્રેરાય ? આજ જે બાળક છે તેજ આગળ મ્હોટાં થશે. તેમનો જે મત તેજ આગળ લોકમત થશે અને તે પ્રમાણે આગળ ઉપર સમાજ વ્યવસ્થા, સ્થાનિક સ્વરાજ્યવ્યવસ્થા, રાજ્યવ્યવસ્થા થવાની. આ ત્રણ પ્રકારની વ્યવસ્થાની જેમના હાથમાં દોરી છે તે પોતાની ઇચ્છા પ્રમાણે લોકોને દોરે છે. પરંતુ લોકમત જોરાવર હોય તો તેઓ પોતાને ઇષ્ટ સુધારા કરવા તેમને ફરજ પાડે છે. જેમના હાથમાં અધિકારપરત્વે સત્તા હોય તેમનો લોકો પર અને લોકોનો તેમના પર દાબ૦ હોવો જોઇએ. તેમજ બંનેએ અરસપરસ મદદ કરવી જોઇએ. જો આવી સ્થિતિ ન હોય તો ખરો સુધારો થવાનો તેમજ રૈયતને ખરૂં સુખ મળવાનો સંભવ ઘણો ઓછો હોય છે. પરંતુ જો લોકમતનું બી હીમાયલું અગર નિસ્તેજ હોય તો લોકમતમાં જોર આવતું નથી. અને એ તો સ્પષ્ટ છે કે જ્યાં સુધી લોકમત કમજોર હોય ત્યાં સુધી તેનું વજન પડવાનો તેમજ લોકમત મુજબ સુધારો થવાનો સંભવ ઓછો હોય છે. માટે ગલિચ્છપણાથી, અગવડોથી, અવ્યવસ્થિતપણાથી, બેફિકરાઇથી, નિષ્કાળજીપણાથી તથા એવી જ જાતના બીજા દુર્ગુણોથી પરિણામ કેવાં અહિતકારક આવે છે તેનું બાળકોને બચપણથી જ ભાન કરાવવું જોઇએ. આ હેતુ સાધ્ય કરવામાં પૈસાનો ખરચ વધારે થાય તો તે નકામો થયો છે એમ ધારવું નહીં. સ્વચ્છતા તથા વ્યવસ્થિતપણું એ જાતમહેનતથી ઘણે ભાગે રાખી શકાય એમ છે. તેથી આવી ટેવ પાડવામાં ગરીબ લોકોને બડબડાટ કરવાનું કારણ નથી. વળી જેઓ સુખી છે તેમને તો બિલકુલ કારણ નથી."

ચંદને પૂછ્યું:–"ત્યારે ઘરમાં કેવી વ્યવસ્થા રાખવી જોઇએ? જો કાંઈ નવી હોય તો અમે અમારે ઘેર તેવી રાખીએ."

**સીતા**:–"એ વ્યવસ્થા કાંઇ નવી છે એમ નથી, એની માહિતી ઘણાને છે. લોકોની સ્થિતિ જુદી જુદી તેમજ તેમના વ્યવસાય પણ ભિન્ન ભિન્ન હોય છે. તેથી એકજ નિયમ અગર એકજ પ્રકારની વ્યવસ્થા બતાવી શકાય એમ નથી. તથાપિ એટલું તો ખરૂં કે જે વ્યવસ્થાને લીધે આરોગ્ય તથા સગવડની વૃદ્ધિ થઈ બાળકોને શિક્ષણ મળવામાં પણ હરકત નડે નહીં તેવી તે હોવી જોઇએ. તમારે આ ઘર બધું જોવું જ છે એટલે એ જોતાં જોતાં કાંઇ કાંઇ બાબતો તમારી નજરમાં આવશે જ."

ગુલાબ:–"આપણા ઘરમાં બતાવવા જેવું શું છે?"

**નટવર** બોલી ઉઠયો, "બા, મારો ઓરડો જોવા જેવો નથી? તેમાં છબીઓ, ન્હાનાં ન્હાનાં યંત્રો, ન્હાનાં ન્હાનાં હથીઆરો, જુદી જુદી ચીજોનો સંગ્રહ, ચોપડીઓ, વગેરે જોવા જેવું નથી કે? હું મારા ઓરડામાંની બધી વસ્તુઓ બતાવીશ."

કાશી:–"અમે પણ અમારૂં શીવણ ભરત કામ, ચિત્રો, લખી રાખેલા પાઠોની નોટો વગેરે બતાવીશું."

**સીતા**:—"ગુલાબબ્હેન, આ છોકરાઓની વસ્તુ તેમજ ઘરમાં પણ કેટલીક વાતો જોવા જેવી છે. કોઇ મ્હોટું શહેર જોવા જઇએ તો માત્ર ત્યાંની ભવ્ય તથા શોભાયમાન એ ચાર ઇમારતો જોઇ સંતોષ માનવાનો નથી. ત્યાંના લોકો કેવા છે, તેમની સ્થિતિ કેવી છે, તેમના આચાર વિચાર કેવા છે, ગામમાં સ્વચ્છતા કેવી છે, તેમજ ત્યાંના લોકોની સગવડ, આરોગ્ય તથા શિક્ષણ વગેરેની ગોઠવણ શી છે તે શહેરની પહેલાં સ્થિતિ કેવી હતી, હાલ કેવી છે તે સર્વ જોવું

જોઇએ. તાત્પર્ય એ કે લોકોના પૈસા તેમજ સાધનોનો તેમણે કેવો ઉપયોગ કર્યો છે તે બધું જાણી લેવું જોઇએ. આ નિયમ ઘરને પણ લાગુ પડે છે. ઘરમાંનો સામાન કિંમતી તેમજ શોભાયમાન હોય તો જ તે જોવાલાયક છે એમ માનવુ ભૂલભરેલું છે. જે વસ્તુથી અગર વ્યવસ્થાથી સુખ મળે, બુદ્ધિ ખીલે અને મનને બોધ તથા આનંદ થાય તે જ વખાણવા લાયક છે. પછી તે વસ્તુ કિંમતી હોય, અગર હલકી હોય. ઘર જોવું એટલે ઘરમાંની માત્ર નિર્જીવ વસ્તુ જોવી એમ નથી. તેમાં વસનારાએ ઘરમાં સામાનની વ્યવસ્થા કેવી રાખી છે, તેની જાતનું વર્તન કેવું છે, તેમજ આવકના પ્રમાણમાં પોતાના જાત ઉદ્યોગથી પોતાના આરોગ્ય સારૂ, પોતાની સગવડ સારૂ તેમજ એકંદર સુધારણા સારૂ શું શું કર્યું છે તે જોવું અવશ્યનું છે."

ઉપર વર્ણવ્યા પ્રમાણે વાત થયા પછી તેઓ પરસાળમાં ગયાં. તે વખતે ઘરમાં જે વ્યવસ્થા કરી હતી તે બતાવ્યા પછી સોનાએ ચંદનને કહ્યું, "ઘરને સંબંધે પહેલી વાત ધ્યાનમાં રાખવા જેવી છે તે એ કે બનતાં સુધી ઘર ખરાબ જગાએ તેમ જ નીચ વસ્તીમાં ન હોવું જોઇએ. નદીને કિનારે અગર તળાવ પાસે તો ન જ જોઇએ. તેમ જ ભીનાશવાળી જગાએ અગર ખાડામાં ન જોઇએ. બનતાં સુધી ઉંચી જગા હોય તો તે સારૂં. નદી કિનારે ઘર બાંધવાનો રિવાજ ખોટો છે. સારી જગા લેવાને કદાચિત્ પૈસા વધારે આપવા પડે તો હરકત નહી. સારી જગામાં ઘર બાંધવામાં દેખાઇતો ખરચ વધારે થાય પણ તે નકામો જતો નથી. વખતે ઘરનો દેખાવ સારો ન હોય તેમ જ અંદર સગવડ પણ બરાબર ન હોય તો ઘરમાં ગમે તેટલી સ્વચ્છતા વિશે કાળજી રાખી હોય તોપણ તેનો વિશેષ ઉપયોગ થશે નહીં. ઘરની આસપાસથી આવતી દૂષિત હવાને લીધે ઘરની અંદર-

ની હવામાં બગાડો થઇ કોઇ પણ રોગ ઉત્પન્ન થવાનો ભય રહે છે."

"બીજું ધ્યાનમાં રાખવાનું એ કે, આવું ઘર ખુલ્લું હોવું જોઇએ. સુવાની જગાને માટે દરેક માણસને ૪૮ સમચોરસ ફુટ જગા રહે એવી જોગવાઇ હોવી જોઇએ. બંધીઆર જગા હોય તો શરીર સંરક્ષણમાં બગાડો થાય છે. રસોડું, તબેલો, ઢોરના કોઢોડ, પાયખાનું એ તો અવશ્ય વિસ્તીર્ણ અને મોકળાં હોવાં જોઇએ કારણ એને સાફ કરીએ તોપણ તેમાંની હવા દુષિત રહે છે. એ જો મોકળાં હોય તો તેમાંની હવાની અવરજવર સારી થાય છે. આ જગાઓની હવા કાંઇક દૂષિત રહે છે તેથી તે રહેવાની જગા કરતાં થોડી દૂર હોવી જોઇએ. આ જો દૂર હોય તો ધુમાડાથી કે બીજી કોઈ દુર્ગંધીથી ત્રાસ થતો નથી, એ જગાઓ ઘરના આગલા ભાગમાં ન રાખતાં પાછલા ભાગમાં રાખવી વિશેષ શ્રેયસ્કર છે.

"આ સર્વ વાતો ધ્યાનમાં રાખી અહીં તેની વ્યવસ્થા રાખી છે. આ વાતો દેખાઇતી નજીવી છે, પરંતુ એ તરફ દુર્લક્ષ કરવાથી આખરે પરિણામ અનિષ્ટ થાય છે. તે લોકોની નજરમાં આવતું નથી. કેટલાંક ઘરમાં ધુમાડાને લીધે રાંધનાર સ્ત્રીથી બરાબર જમાતું નથી. તેની આંખને નુકસાન થાય છે અને વખતે મગજમાં પણ બગાડો થઇ માથું દુ:ખવાનો રોગ થાય છે. ઘણા લોકો ઘર ઉપર હજારો રૂપીઆ ખરચી નાખે છે; પરંતુ પાયખાનું, મોરીઓ, તબેલા વગેરેમાં કરકસર કરે છે પરંતુ આવી કંજુસાઇથી કાયમનું નુકસાન થાય છે. અહીંનું જોવાનું પૂરૂં થયું, ચાલો હવે આપણે બાગમાં જઇએ."



# પ્રકરણ ૧૪ મું.

## બાગનું નિરીક્ષણ.

પાછલા પ્રકરણમાં કહ્યા મુજબ પરસાળ વગેરે જોઇ સીતા વગેરે બધાં બાગમાં ગયાં અને ત્યાંનાં ઝાડ વગેરે બધું સીતાએ બતાવ્યું. બાગમાંની સઘળી વ્યવસ્થા જોઇ ચંદનને તથા તેની છોકરીઓને ઘણી નવાઇ લાગી. અને તેમણે કહ્યું:—"ત્યારે તમારે શાક ભાજી, ફળફુલ વગેરે વેચાથી લાવવાની જરૂર નહીં પડતી હોય, અને તમારા પૈસાનો પણ સારો બચાવ થતો હશે."

આ સાંભળી સીતાએ કહ્યું:—"શાક ને ફુલો તો શું, પરંતુ આટલી ન્હાની સરખી જગામાં જે ફળનાં ઝાડ તથા ઔષધીનાં ઝાડ તથા વેલા પણ જોવા જેવાં છે, તે તમારી નજરે આવશે જ. એમાંનું દરેક ઝાડ ઉપયોગી છે. કેટલાંક દવાના ઉપયોગમાં આવે તેવાં પણ છે. રસ્તાની બાજુપર કુંડામાં મુકેલાં ફુલનાં ઝાડ માત્ર શોભાનાં છે, તોપણ તે ચીતરતી વખતે ઉપયોગમાં આવે છે. બાગમાંનાં ઝાડો કેવળ ઉત્પન્નને સારૂ વાવેલાં છે એમ નથી. તેને પોતાની મેહેનતથી તૈયાર કરવાનું જ્ઞાન તથા રોપા ન્હાનાથી મ્હોટા કરવામાં અક્કલનો ઉપયોગ થાય છે, અને વનસ્પતિશાસ્ત્રનાં મૂળતત્ત્વો સમજાવવામાં સાધનરૂપ થઇ પડે છે. રોપને સંભાળવાથી ટાપટીપની રીત શીખાય છે, એટલું જ નહીં પણ વખતસર કામ ન કર્યાથી શું નુકસાન થાય છે તે પણ જાણવામાં આવે છે. બીજું એ કે બાળકોને તેમ જ સ્ત્રીઓને એક પ્રકારની તેમાંથી ગમ્મત મળે છે. અને તેમને સાથે એક કામ રહે છે. ઝાડને લીધે હવા ઠંડી અને શુદ્ધ રહે છે ઝાડથી

ફાયદા ઘણા છે. આ વાત ધ્યાનમાં રાખી છોકરાંઓ પાસે બાગ કરાવ્યો છે. તમારે ત્યાં પણ સવડ હોય તો આ પ્રમાણે કરાવજો એવી મારી ઇચ્છા છે. પરંતુ બાગમાં ગમે તેવાં ઝાડ વાવવાં ઉપયોગી નથી. દરેક ઝાડ ઉપયોગી હોવું જોઇએ. કયું ઝાડ શા કામમાં આવે છે તે બધું મેં લખી રાખ્યું છે. ને તેની છોકરાંઓને બરાબર સમજણ પડી છે."

ચંદનની છોકરીને આ વાત ખરી ન લાગવાથી તેણે કાશીને તેની હકીકત કહી જવા કહ્યું. કાશીએ સીતાને પૂછ્યું, "બધાં ઝાડની કહું કે થોડાં ઝાડની કહું?"

સીતાઃ—"તું જો બધાં ઝાડ વિશે કહેવા માંડશે તો એમને કંટાળો આવશે. એ સંબંધે બધી હકીકત ચોપડીમાં લખેલી છે. લોકો જુદી જુદી જાતનાં ઝાડોનો શેમાં શેમાં ઉપયોગ કરે છે તે હાલ કહેવાની કાંઇ જરૂર નથી. તમે તેનો શો ઉપયોગ કર્યો છે; તેમ જ આગળ ઉપર તે શા ઉપયોગમાં આવવાં સરખાં છે તે થોડાં ઝાડ વિશે તું કહીશ તો બસ છે."

સીતાના કહેવા પ્રમાણે કાશીએ થોડી હકીકત કહી, "આંબાની કેરીનું અથાણું, મુરબ્બો વગેરે થાય છે. કાચી કેરીના કકડા સુકવી મુકયા હોય તો આંબલીની જગાએ તેનો ઉપયોગ થઇ શકે છે. તેનાં પાંદડાંની પત્રાવળીઓ પણ કરી રાખેલી છે, મરડો થયો હોય તો તેના ઉપર કેરીની ગોટલી દહીં સાથે ખવડાવ્યાથી મરડો નરમ પડે છે. શિવાય એની છાયા ઘાડી હોય છે તેથી ઉન્હાળામાં એની છાયામાં બેસીએ તો ઠંડક સારી રહે છે."

"આમળાંનો પણ મુરબ્બો સારો થાય છે. અને તેનો ઉપયોગ પિત્ત ઉપર થાય છે. તેમ જ એનું અથાણું પણ સારૂં થાય છે. ન્હાનાં આમળાં પણ સુકવીને દવાને સારૂ રાખી મુકયાં છે."

"કોઠ પણ ખાવાના ઉપયોગમાં આવે છે. એમાં ખાંડ કે ગોળ ભેળીને તો સર્વેના ખાવામાં આવ્યાં હશે જ. પણ એને સુકવી, મીઠું નાખી, જીરૂં વાટી બનાવેલું ચૂર્ણ પણ ખાવામાં ઘણું લહેજ્જતદાર હોય છે. શિવાય શરીરપર શીરસનાં ઢીમડાં ઉઠે ત્યારે એના પાલાનો રસ કાઢી તે ચોળવાથી તે નરમ પડી જાય છે." કેળાં વગેરેનો શો ઉપયોગ છે તે તમે બધાં બરાબર જાણો છો."

કાશી નારંગી વિશે આગળ કહેવા જતી હતી પણ સીતાએ તેને રોકી કહ્યું:—"કાશી, હવે બસ કર. વખતે એમને કંટાળો આવશે."

આ સાંભળી ચંદનની છોકરી બોલી:—"બરાબર. હવે કંટાળો જ આવવા માંડ્યો હતો. ચોપડીમાં આથી વધારે હકીકત હોય છે."

સીતા:—"હા, ચોપડીમાં આ વિષયને સંબંધે જ નહીં પણ બીજી અનેક વાતોને સંબંધે માહિતી આપેલી હોય છે. પરંતુ એ માહિતીનો ઉપયોગ શો કરવો તે જો બરાબર સમજીએ નહીં તો પછી એકલી માહિતી શા કામની? કોઇ વસ્તુ આપણી પાસે હોય પણ તેનો ઉપયોગ કવી રીતે કરવો તે જો આપણે જાણતાં ન હોઇએ તો તે હોય. ન હોય એ સરખું જ અગર જે વાત આવશ્યક હોય ને તે બાળકથી થઇ શકે એવી સહેલી હોય તો તે સંબધે તેમને માહિતી આપી પ્રથમ તે તેમની પાસે કરાવવી, એટલે તેમનામાં આત્મવિશ્વાસ ઉત્પન્ન થઇ બીજાં કામો કરવાની તેમને હોંસ થાય છે. પુસ્તકમાં તે સંબંધે ઘણું ઘણું લખ્યું છે એમ ધારીને બેસી રહેવાથી અગર તે માત્ર મુખપાઠ કર્યાથી કામ સરતું નથી કાશીએ હમણાં જે જે કહ્યું તે દેખાતું ઘણું થોડું છે, પરંતુ કૃતિમાં આણતાં આસપાસની બીજી ઘણી બાબતોનું ભાન થાય છે એ વાત તમારા ધ્યાનમાં આવી નહીં. બાગમાં ફળનાં તથા ફુલનાં ઝાડો તથા વન-

સ્પતિ વાવ્યાં છે તે કાંઇ ફાયદો કરવાના હેતુથી અગર મઝાને ખાતર અગર હવાને માટે પણ વાવ્યાં નથી. પરંતુ આ સર્વ વાતોનો લાભ લઇ વિશેષમાં શિક્ષણ આપવાના કામમાં એ સાધનભૂત થાય એટલા માટે વાવ્યાં છે. વનસ્પતિ શાસ્ત્ર, રસાયન શાસ્ત્ર, કૃષીકર્મ એ ઘણાં ઉપયોગી શાસ્ત્રો છે. એ શાસ્ત્રોનાં કેટલાંક મૂળતત્ત્વો બચપણમાં શીખવવા સારૂ બાગ ઉત્તમ સાધન છે. ન્હાના ગર્ભથી તેનું મ્હોટું ઝાડ થતાં સુધી શું શું કરવું પડે છે તે જાણવું જોઇએ. રોપોનાં કેવાં કેવાં રૂપાંતરો થાય છે તે સર્વ જાણવું મહત્વનું છે. મનુષ્ય જેમ નાકથી શ્વાસોશ્વાસ લે છે તેમ ઝાડ તેમનાં પાંદડાંદ્વારા શ્વાસોશ્વાસ લે છે. ઝાડ હવામાંથી કાર્બોનિક એસિડ ગેસ ખેંચી લે છે અને મનુષ્યને ઉપયોગી ઓક્સિજન (પ્રાણવાયુ) બ્હાર કહે છે. ઝાડને પાણી પાવાથી તેનાં મૂળ પાસેના ખનિજ પદાર્થો ભીંજાઇ નરમ થાય છે, અને તે ઝાડોનું જીવન ટકાવી રાખવા મૂળ વાટે ઝાડમાં આવે છે. એના ઉપર હવાના પરિણામથી જે રસ ઉત્પન્ન થાય છે તે ઝાડનો જીવ છે, જે પ્રમાણમાં આ રસ વધારે કે ઓછો હોય છે તે પ્રમાણમાં ઝાડ જોરાવર અગર હીમાયલું થાય છે. ઝાડ અને મનુષ્યનો અરસપરસ ઘણો ઉપયોગ છે. તેથી ઝાડનું સંગોપન કરવું એ મનુષ્ય જાતીના સંગોપન કરવા સરખું છે, અને વળી તે શિક્ષણનું પણ એક સાધન છે.

શાકનાં તેમજ ફુલ વગેરેનાં ઝાડ જોતાં જોતાં ચંદનની અને તેની છોકરીની નજર કપાસના ઝાડ ઉપર ગઇ. તે ઝાડ જોઇ ચંદને પૂછ્યું, "તમે આ ઝાડો શા માટે વાવ્યાં છે? એની શોભા તો કાંઇ જ નથી, અને એમાંથી રૂ પણ કેટલું નીકળશે?"

સીતાઃ—"મારા ધાર્યા મેળે તો બીજાં બધાં ઝાડો કરતાં

કપાસનાં ઝાડો વધારે ઉપયોગી છે. હાલમાં રૂનું મહત્વ કેટલું છે! હાલમાં ખેડુતો કપાસ વધારે વાવતા થયા છે તેથી અનાજ ઘણું મોંઘું થયું છે. કપાસમાં એમને કમાણી વધારે થાય છે. આ કમાઈના પૈસા તેઓ ઉડાવી નાંખે છે; આથી તેમને ખાવાનાં ફાંફાં પડે છે એમ કેટલાકનું કહેવું છે. કેટલાક એમ કહે છે કે અનાજનો ભાવ ચઢે તે તો ખેડુતને સંબંધે હિતકર છે, માટે કપાસનું વાવેતર વધારે થાય તેમાં ખોટું શું? પ્રસ્તુત કપાસના સંબંધનો પ્રશ્ન ઘણો મહત્વનો છે. મેનચેસ્ટરના વેપારીઓ કપાસના ધંધાથી કેટલા બધા સધન થઇ ગયા છે!! કપાસ ઉપરની જકાત ઉઠાવવાને તેમણે કેટલી બધી ખટપટ ચલાવી હતી. અમે આ બાગમાં કપાસના છોડ વાવ્યા છે તે કાંઇ દીવાની દીવેટો અગર દેવપૂજાનાં પૂમડાં કરવાના કામમાં જોઇતું રૂ કાઢવા માટે નહીં. પરંતુ જુદા જ હેતુથી વાવ્યાં છે. તે હેતુ એ કે આખી પૃથ્વીપર મુખ્યત્વે કરીને ત્રણ ઠેકાણે જ કપાસની પેદાશ થાય છે. એક અમેરિકા ખંડ માંહેના યુનાઇટેડસ્ટેટ્સ દેશમાં, બીજો આફ્રિકા ખંડ માંહેના મિસર (ઇજીપ્ત) દેશમાં અને ત્રીજો એશિયા ખંડમાં હિન્દુસ્તાન દેશમાં. પરંતુ આપણા દેશનું રૂ વખણાતું નથી. અહીના રૂનાં સારાં ઝીણાં કપડાં વણાતાં નથી. કારણ યંત્રમાંથી એ રૂનું સુતર ઝીણું નીકળતું નથી એવી બૂમ છે. અહીંના રૂનાં સાધારણ કપડાં કરવામાં અગર સારા રૂના સુતર જોડે મેળવી તેનાં કપડાં વણવાના ઉપયોગમાં આવે છે પછી તે કાપડ અહીં આવે છે. આવી સ્થિતિને લીધે દર સાલ લાખો રૂપીઆનું નુકસાન થાય છે. માટે જો વખતસર આ વિષયનો વિચાર કરી ન મુકીએ તો ભવિષ્યમાં પણ કાયમનું નુકસાન થવાનું ભય રહે છે. જાડાં વસ્ત્રો પહેરી ચલાવી લેવું જોઇએ એમ કહેવાથી કાંઇ અર્થ સરવાનો નથી. એવા

પ્રયત્નો અનેક સ્થળે અનેક સમયે થયા હતા. પરંતુ તે નિષ્ફળ નીવડ્યા છે. જે કરવું આવશ્યકનું છે તે એ કે સારી જાતનો કપાસ તૈયાર કરી ઉંચી જાતનું કપડું તૈયાર કરવાની ઉમેદ રાખવી જોઇએ. સારી જાતનું કપાસ તૈયાર કરવા સારૂ જુદે જુદે સ્થળે અનેક વખતે પ્રયોગો કરી જોવા જોઇએ. જેમને સગવડ હોય તેમણે પ્રયોગ કરી જોવાના જ હેતુથી પોતાની જમીનમાં જુદી જુદી જાતના કપાસના છોડો ઉછેરીને તથા જાતજાતના રૂના નમુના મંગાવી તેનું સુતર કેવું નીકળે છે તે જાતે અજમાવી જોવું જોઇએ. આ કામમાં એક બે વર્ષ યશ આવશે નહીં—કદાચિત વધારે વર્ષ સુધી પણ યશ આવે નહી; પરંતુ જુદી જુદી જગાએ પ્રયોગો કર્યા હોય તો તે અફળ જશે નહીં આવા પ્રયોગોમાં ઘણો ખરચ થાય છે એમ પણ નથી. છોકરાંઓને આવી જાતના પ્રયોગ કરવાની ટેવ પાડવી જોઇએ એમ ધારી આ ઝાડ વાવ્યાં છે."

"કપાસનું ઝાડ વાવવાનું બીજું કારણ એ છે કે એ અમારી મૂર્ખાઇનું એક સ્મારક છે. અગાઉ અમે ડાહ્યા હતા, પરંતુ હાલમાં અમે મૂર્ખ બન્યા છીએ તેની યાદદાસ્ત હમેશ તાજી રહે એ હેતુથી પણ એ ઝાડ વાવ્યાં છે. અમારો દેશ સુધરેલો છે, અમે સુધરેલા છીએ અને અમારો સુધારો ઘણો પ્રાચીનકાળનો છે એવી આપણે બડાઇઓ મારીએ છીએ, અમને કોઇ આળસુ ઉત્સાહહીન અથવા દુર્બલ કહે તો તેની સાથે ઝગડવાને અમે તૈયાર છીએ. પરંતુ સ્વપરાક્રમાવલંબનનો ગુણ આપણામાં ન હોય આપણા દેશની લાજ રાખવાનું જ્ઞાન આપણામાં ન હોય, અન્ન અને વસ્ત્ર આ બે જીવની અતિ અવશ્યની ચીજો પૈકી વસ્ત્રને સારૂ અમારે બીજાના મ્હોં સામું જોઇ રહેવું પડે, એ વસ્ત્રો તૈયાર કરવાની શક્તિ અદ્યાપિ

આપણામાં આવે નહીં એથી બીજી મૂર્ખાઇ તે કઈ ? આપણા પૂર્વજો પોતાની તો શું પણ બીજા દેશના લોકોની પણ પોતાના પરાક્રમથી લાજ રાખતા તેથી તે લોકો ડાહ્યા હતા એ કહેવું રાસ્ત છે. અમે અમારી પોતાની પણ લાજ રાખી શકતા નથી તો બીજાની તે કેવી રીતે રાખી શકીએ ? મનુષ્યને ઝીણાં સુતરનાં કપડાં પહેરવાની હોસ થાય, પરંતુ તે તૈયાર કરવા સારૂ હિંમત રાખી સંપથી, અશ્રાંતશ્રમ કરવાની ટેવ બાળકોમાં ઉત્પન્ન કરે નહીં અગર તેમને હોંસ થાય નહી. તેમણે પોતાના મુરબ્બીઓની કીર્તિની વાતો કરવામાં જ પુરૂષાર્થ માનવો એ મૂર્ખાઈ નહીં તો મૂર્ખાઈ કેવી હોય ? ખેડુતો પોતપોતાની અક્કલ પ્રમાણે ગમે તેવો કપાસ તૈયાર કરે છે, તેથી જાડું સફાઈ વિનાનું કપડું તૈયાર થાય છે. અને તે કાપડ તેઓ વાપરે છે, પણ તેમાં તેમને ઉણપ લાગતી નથી. તેથી દેશમાં ધન સંચય થાય છે. પરંતુ શોખીન લોકોને ઉત્તમ કપાસ તૈયાર કરવાનું જ્ઞાન નથી, તે તૈયાર કરી તેનુ ઝીણું સુતર કાઢવાનું સામર્થ્ય નથી, તથાપિ જાડાં સફાઇ વિનાનાં કપડાં પેહેરવા ઓઢવામાં નાનમ માને છે. પણ ઝીણાં કપડાં પહેરવામા મ્હોટાઇ માની તેવાં કપડાં પેહેરે છે. અને તેમાં વધારે પૈસા નાખી દેશનું નુકસાન કરે છે. ત્યારે ડાહ્યા કોણ ? ગરીબ લોકો કે હોંસીલા શોખીન ? આપણા દેશમાં મઝુરી સોંઘી છે તેમ જ કાચો માલ પણ ઉત્પન્ન થાય છે પરંતુ એ કાચો માલ દેશાવર જઈ યંત્રસાધનથી રૂપાંતર પામી અહીં આવે છે અને તેથી દર વર્ષે લાખો રૂપીઆનું નુકસાન થાય છે. આથી શોખીન અને હોંસીલા લોકોની હોંસ બાળકોને ભીખ માગતા નહીં કરે કે ? એ લોકો પોતાની કૃતિથી તેમનાં છોકરાંને ભીખ માગવાનું શિક્ષણ નથી આપતા શું ? તમે અમને

કાચો માલ પૂરો પાડજો અને અમે તમને તેજ માલની તૈયાર કરેલી વસ્તુઓ પૂરી પાડીશું, એમ કહેવું શું કાંઈક અંશે 'અમે ખાઇશું શેરડી ને તમે ખાજો કૂચા' એમ કહેવા જેવું નથી કે ? આનો અર્થ એટલો જ કે ઘણા નફાનું કામ અમારૂં ને ઓછા નફાનું કામ તમારૂં ! આ વેપાર પોતાના પગપર પત્થર મારવા જેવો છે. આ શ્રમ વિભાગ જેમને હિતકર લાગતો હોય તેમને ભલે લાગે. વેપાર સ્વાતંત્ર્યનું આ ખરૂં સ્વરૂપ છે એમ જે કહેતું હોય તે ભલે કહે. દેશમાં કાચો માલ તૈયાર કરવાનાં સાધનો છતાં, તેમ જ મજુરી પણ સોંઘી છતાં, માલ બીજાની પાસે તૈયાર કરાવી પોતે વાપરવો એ શ્રમ વિભાગ શ્રેયસ્કર નથી. દેશમાંનાં કારખાના બાલ્યાવસ્થામાં હોય ત્યારે વેપાર સ્વાતંત્ર્યનું તત્વ લાગુ પાડવું છાજતું અને હિતકર નથી. ન્હાનપણમાં બાળકોની ફિકર ન રાખીએ અને તેમનું સંરક્ષણ ન કરીએ અને તેમને સ્વતંત્રતાનું તત્વ લાગુ કરીએ તો તે લાભકારક નીવડતું નથી. કારણ તેમના શરીરમાં શક્તિ ન હોવાને લીધે તે પોતાનો ટકાવ કરી શકતું નથી. સ્વતંત્રતાથી તેમને લાભ ન થતાં અપાયનો ડર રહે છે. એજ તત્વ બાલ્યાવસ્થાના વેપારને તથા કારખાનાને લાગુ પડે છે. વેપાર સ્વાતંત્ર્ય સ્પર્ધા ઉત્પન્ન કરાવે છે એ વાત ખરી છે. પરંતુ જેમનામાં સ્પર્ધા ઉત્પન્ન કરવાની તે બરોબરીઆ હોવા જોઇએ. જે બાબતોમાં સ્પર્ધા ઉત્પન્ન કરવાની તે બાબતોમાં અમે ઘણા પાછળ પડી ગયલા અને તમે ઘણા આગળ વધી ગયલા, તમે યંત્ર વગેરે સાધનોથી સજ્જ અને અમારા હાથ પગ તમે બાંધી રાખેલા. સ્થિતિ આવી છે તો પછી અમારી અને તમારી બરોબરી શી રીતે થાય ? અમે જો બરોબરી કરવા જઇએ તો તમારો ફાયદો થશે અને અમે બેશી

જઇશું. તમારી બરોબરી કરવાને જે સાધનો અમારી પાસે જોઇએ તે હાલ અમારી પાસે નથી; તેથી આવી સ્થિતિમાં વ્યાપારસ્વાતંત્ર્યનું તત્ત્વ લાગુ કરો તે અમને હિતકર નથી. કાપડ બનાવવાની અમારે સોઇ છે. લોખંડની તમારે સોઈ છે. તેથી કપાસનો માલ અમે તૈયાર કરી તમને પૂરો પાડીશું, લોખંડી માલ તમે આપતા જાવ તમે કોયલા આપો અમે ઘઉં ચોખા પૂરા પાડીશું. તમે કાગળ આપો અમે ગળી આપીશું. સ્ટેશનરીનો સામાન તમે પૂરો પાડો અમે વનસ્પતિની દવાઓ પૂરી પાડીશું. તાત્પર્ય એ કે જે વસ્તુની જોગવાઇ અમારે અહીં છે તે અમે આપીશું, જે આપવાની સવડ તમારે છે તે તમે અમને આપજો. આવી શરતે આપણે વેપાર ચલાવીશું—આવી જ શરતે એક બીજાને મદદ કરીશું. આમ બનવું શક્ય ન હોય તો વ્યાપારસ્વાતંત્ર્યના તત્વ પ્રમાણે ચાલવાની અમારી ઇચ્છા નથી. આમ વર્તવામાં જો અર્થશાસ્ત્રીઓ અમને મૂર્ખ કહે, મુત્સદ્દીઓ અમને ગાંડા કહે, વેપારી વર્ગ અમને કમઅક્કલ કહે, તો પણ તે તરફ ધ્યાન આપવામાં કાંઇ ફાયદો નથી. જ્યાં સુધી સાધન છતાં તેનો ઉપયોગ ન કરતાં કાચો માલ દેશાંતરે મોકલી ત્યાં યંત્રથી બનેલો માલ ખરીદવામાં આવે છે, અને કારખાનાં વધારવા સુધારવા તરફ લક્ષ ન આપતાં ખેતી તરફ લક્ષ અપાય છે ત્યાં સુધી કદી પણ દેશની ઉન્નતિ થવાની નથી. આ સર્વ વાતો ધ્યાનમાં રાખી એ ધોરણ ઉપર બોધ આપવાની, આપણે જરૂર છે. આ બોધ વેપારી શિક્ષણના મૂળાક્ષર છે તેથી બાળકોના મન ઉપર એ ઠસાવવાની ખાસ આવશ્યકતા છે. આ તત્ત્વ દરેક બાળકને તેની માતાએ શીખવવાની ઘણી જરૂર છે. આ બોધને કૃતિમાં ફેરવવાની તેમનાં પાલકોની ફરજ છે. આ કારણથી જ અમેરિકનોએ વ્યાપાર-

સ્વાતંત્ર્યનું તત્વ બાજુપર મુકયું છે. અને આપણે જોઇએ છીએ કે એ લોકોની આર્થિક સ્થિતિ સારી થતી જાય છે. વળી ફ્રાન્સ તથા જર્મની અને જાપાન આ તત્વ કબુલ કરતા નથી. ઈંગ્લંડ દેશ સુધરેલો છે, ત્યાંની પ્રજા સમૃદ્ધિવાન છે, ત્યાંનાં કારખાનાં ઉત્તમ રીતે ચાલે છે. આટલું આટલું હોવા છતાં પણ ઈંગ્લંડ આ તત્વને પૂર્ણાંશે કબુલ રાખતું નથી. તો પછી આ દેશમાં એ તત્વ શા કારણથી હિતકારક ગણી લોકોએ તે મુજબ ચાલવું જોઈએ ? હાલ તો સંરક્ષણનું જ તત્વ લાગુ કરવું જોઇએ. સ્થિતિ આવી છે તેથી બાળકોમાં જાગૃતિ ઉત્પન્ન કરવી જોઇએ. વિધવિધ જાતનાં રૂ એકઠાં કરી તેનું સુતર કઢાવવું જોઇએ. આવાં યંત્રોમાં અને આ સંબંધી પ્રથમ પગથીઆં રૂપ પુસ્તકોમાં જ તેમની રમત ગમત, એમના ઉદ્યોગનો સમાવેશ થવો જોઇએ. હાલમાં યાંત્રિક શિક્ષણ અપાય છે, પરંતુ શિક્ષણ માત્રથી જ ઉપયોગ થવાનો નથી. આ શિક્ષણની શરૂઆત ઘરમાં કરવાથી સાધ્ય જલદી સિદ્ધ થશે. બીજા આપણને જાગ્રત કરે તે પહેલાં જ આપણે જાતે જાગૃત થવું જોઇએ. કાપડને માટે બીજા ઉપર અવલંબીને રહેવું એ શું ડાહાપણ ભર્યું છે? જાપાન જાગ્યું છે અને ઉદ્યોગ વેપારમાં તે કૂદકે અને ભુસકે આગળ વધતું જાય છે. યુનાઇટેડ સ્ટેટ્સ વેપારમાં વધે છે તે અમેરિકાને કાપડ પૂરૂં પાડશે. ઇજીપ્તમાં પણ અરૂણોદય થવા લાગ્યો છે. ઈંગ્લંડ, ફ્રાન્સ, જર્મની, ઇટાલી અને આફ્રિકા અને યુરોપને કાપડ પૂરૂં પાડવાને ગમે તે કરે આપણને એમાં હાલ કાંઇ લેવા દેવા નથી. સામર્થ્યવાન દેશોની ખટપટમાં આપણે શા માટે પડવું જોઇએ. વિશાળ છે એશિઆ ખંડ અને અસંખ્ય છે તેની લોક સંખ્યા, હિંદુસ્તાન જો એશીઆ ખંડને જ કાપડ પૂરૂં પાડે તો બસ છે. હિંદુ-

સ્તાનની ઉમેદ પણ એજ છે, અને એ હક્ક એનો પુરાતન છે. આ હક્ક આપણે શામાટે છોડી દેવો ? એ હક્ક જતો ન રહે માટે બાળકોને તે પ્રકારનું શિક્ષણ આપવું જોઇએ. અને તે ફરજ માબાપની છે. પોતાની કર્તૃત્વશક્તિથી આપણા પૂર્વજોએ સંપાદન કરેલો આ હક્ક અઢી ત્રણ હજાર વર્ષ સુધી આપણે ભોગવ્યો. આપણે આળસુ બની સ્વસ્થ બેશી રહીશું તો આપણા હાથમાંથી આ હક્ક પૂર્ણપણે જતો રહેશે અને તે માટે આપણી સંતતિને જવાબ દેવો પડશે. જો આપણે જાગીને ઉદ્યોગ કરીશું નહીં તો આપણે વેદીયાં ઢોર લેખાઇશું તેથી ઉદ્યોગ સવેળા કરેલો સારો. અને તે માટે સ્ત્રીઓએ પણ મદદનો પોતાનો ફાળો આપવો જોઇએ. પુરૂષોને એકલે હાથે આ કાર્ય પૂરૂં પડવું શકય નથી. તેઓને પેટને માટે કમાવાનું છે અને બીજાં સાર્વજનિક કામો કરવાનાં છે. ગૃહવ્યવસ્થા અને ગૃહશિક્ષણ એ સ્ત્રીને ભાગે છે. હાલ તો જે જાતનો કપાસ આ દેશમાં થાય છે તેમાંથી જાડું કે ઝીણું, જેવું સુતર નીકળે તેવું, કાપડ વણ્યાં કરવું. પરંતુ હાથમાં જે કાર્ય લેવાનું તે એ જ કે પ્રયોગો કરી કરીને સારી જાતનો કપાસ પકવવો કે જેમાંથી સારૂં સુતર નીકળે, અને તેનાં વણાયલાં સારાં ઝીણાં કપડાં દેશને પૂરાં પાડી શકાય. જે લોકો આ ઉદ્યોગનું મહત્વ સમજે છે, અને જે પોતાની ફરજ સમજે છે તેમણે આ કામ હાથમાં લેવું જોઈએ. હાલમાં ઘણા પૈસાની જરૂર નથી; પરંતુ યોગ્ય રીતે કરેલી મહેનતની જરૂર છે. લગ્ન વખતે માંડવા શણગારવામાં, મ્હોટા મ્હોટા વરઘોડા કાઢવામાં, ભારે ભારે કપડાં પેહેરવામાં, શરીર ઉપર ઘરેણાં લાદવામાં, નાતવરા કરવામાં, નાતો જમાડવામાં જે વ્યર્થ ખરચ થાય છે તેમાંનો થોડો ભાગ આવા પ્રયોગો કરવાના કામમાં વપરાય તો હિંદુસ્તાનની ઉન્નતિ કેટલી જલદી થાય ! ઉક્ત

ખરચો બચાવવામાં મુખ્ય મદદ સ્ત્રીઓની જોઇએ છીએ. કાર્થેજ અને રોમ વચ્ચેના યુદ્ધ વખતે કાર્થેજની વીરાંગનાઓ ધનુષ્યની પણછને માટે પોતાના કેશકલાપ આપે, જર્મનીને આપવાની ખંડણી પૂરી પાડવા માટે હોંસીલી શોખીન ફ્રેંચ યુવતીઓ પોતાના અલંકારો અર્પણ કરે તો શું હિંદુસ્તાનની રમણીઓ આટલું પણ નહીં કરી શકે ? શું હિંદુસ્તાનની અંગનાઓ કદી આગળ નહીં પડે ? શું તેઓ આવી રીતે ખરચમાં કરકસર નહીં કરે ? પોતાનાં બાળકોને અન્ન વસ્ત્ર મળે એટલા સારૂ તે પોતાની વ્હાલી ચીજોનો ભોગ નહીં આપે ? આવાં કાર્યો કરી અમે અમારાં છોકરાંઓને દાખલો બેસાડી બતાવીશું નહીં તો બીજું કોણ બતાવશે ? દેશમાં કારખાનાં વધવાથી લોકોનું તેમજ સરકારનું પણ કલ્યાણ થશે. સરકાર મતલબી નથી, પણ મતલબી તો પરદેશના વેપારીઓ છે. આપણા વિરૂદ્ધ ખટપટ થશે તો એ લોકો તરફથી જ. અડચણો આવશે તો તેમના તરફથીજ. ગમે તે ઉદ્યોગ કે ગમે તે પ્રયત્નો કરવામાં આવે તો મશ્કરી કરનારા અને હરકત નાખનારા તો ઉપજવાના જ; પરંતુ આપણે તે તરફ ધ્યાન આપવાની જરૂર નથી. આપણે બ્હીવાની જરૂર નથી. જ્યાંસુધી સ્ત્રીઓમાં પણ ખરી જાગૃતિ આવી નથી ત્યાં સુધી રાષ્ટ્રની ઉન્નતિ થવાની નથી. આ સર્વ વિચાર કરીનેજ મેં મારાં છોકરાંને એ પ્રકારનું શિક્ષણ આપ્યું હતું. પરંતુ ઇંગ્લંડ અને અમેરિકામાં શું શું છે ને કેમ ચાલે છે તે જાતે જોવાની ઇચ્છાથી અમે નીકળ્યાં હતાં. પરંતુ રસ્તામાં તોફાન નડયું અને અમારી હોડી ડુબી ગઈ."

---

# પ્રકરણ ૧૫ મું.

## ગુલાબના ઘરનું નિરીક્ષણ.

સીતાની ઉપર જે દુઃખનાં વાદળાં વરસ્યાં હતાં તેનું સ્મરણ થઇ આવ્યાથી–પોતાના પતિની અને પુત્રની સ્થિતિ કેવી હશે એ વિચાર તેના મનમાં આવ્યાથી–તેનું હૃદય ધડકવા લાગ્યું તેથી તેનાથી આગળ બોલી શકાયું નહીં. બધાં એકદમ ચુપ થઈ જઈ એક બીજાની સામું જોઇ રહ્યાં. સીતાની આંખમાં આંસુ દેખી નટવરને પણ રડવું આવ્યું. સીતા જરા શાંત થતાં તેણે નટવરની તરફ જોયું. નટવરને રડતો જોઇ તેણે પોતાનો ડુમો દાબી રાખ્યો, અને ધીમે રહી તેણે વાત આગળ ચલાવી. “ મને આવું દુઃખ પડયું એટલે હું ગુલાબબ્હેનને ત્યાં આવી. મારા દુઃખની વખતે એમણે મારી બરદાસ્ત રાખી મને આશ્રય આપ્યો તેથી તેમની હું ઘણી આભારી છું. મારે આગળ શું કરવું એ વિચાર મને આવ્યો. લોકાપવાદથી ડરીને બેશી રહેવું તેના કરતાં દુઃખ દાબી રાખી જે યોગ્ય જણાય તે કરવું તેજ શ્રેયસ્કર છે એમ ધારી આ છોકરાંઓના શિક્ષણનું કામ મેં માથે લીધું. અને મારા મનમાં જે વિચારો ઘોળાયા કરતા હતા તે અમલમાં મુકી એમને શિક્ષણ આપવાની શરૂઆત કરી. આ કામમાં ગુલાબબ્હેન મારા મનને મળતાં થયાં. તેથી તથા છોકરાંઓમાં પણ ગ્રાહકશક્તિ સારી હોવાથી મારા પ્રયત્નને થોડો ઘણો યશ આવવા માંડયો છે. ઠીક. આ વિષય ઉપર આપણે ઘણીવાર સુધી વાત કરી. હવે બીજી તરફ વળીએ. ”

આટલું બોલી બધાં ઘરમાં ગયાં અને ત્યાંની બધી વ્યવસ્થા સીતાએ બતાવી. રસોડાથી માંડી ન્હાવાધોવા વગેરેની જગા પણ

બધી બતાવી. આ બધું જોઇ ચંદને પૂછ્યું, "તમારા ઘરમાં ટુવાલ ઘણા જોવામાં આવે છે. એ વ્યવસ્થા કરવામાં તમારો શો હેતુ છે તે હું બરાબર સમજી શકતી નથી."

સીતાઃ—"એમાં વિશેષ કાંઇ જ નથી. માત્ર આમન્યા રહે તેને માટે સ્ત્રીઓની તેમ જ પુરૂષોની ન્હાવાધોવા વગેરેની જગા જુદી જુદી રાખી છે. આમ જો જુદું ન હોય તો બંનેને સંકોચ લાગે માટે આવી જોગવાઇ કરવી ઘણી જરૂરની છે. સ્વચ્છતાને માટે જ ટુવાલ મુકયા છે. મ્હોટાંને તેમ જ ન્હાનાં છોકરાંને હાથ મ્હોં લૂંછવાને ફાંફાં મારવાં ન પડે તેટલા માટે એ રાખ્યા છે. ન્હાનાં છોકરાં ખાઇને મ્હોં ધોઇ ગમે તેને ગમે તેવે કપડે મ્હોં લું છે તે ઠીક નથી. આથી મેં છોકરાંને કહી મુકયું છે કે હાથ મ્હોં જ્યારે પણ સાફ કરવાં હોય ત્યારે તે ધોઇ ટુવાલે જ લુંછવાં; ગમે તેવે કપડે લુંછવાં નહીં. ન્હાવાનો ખરો હેતુ શો છે તે ઘણા ખરા લોકો જાણતા નથી. સ્નાન કરવાથી શરીર સ્વચ્છ થાય છે તે વાત ખરી છે; પરંતુ તે શિવાય શરીરમાંની રક્તવાહિની નસોનો વ્યાપાર પણ જલદી ચાલે છે, તેથી શરીરમાં ઉષ્ણતા ઉત્પન્ન થાય છે અને પરસેવો થાય છે. એ પરસેવો શરીરમાં મરે તે સારૂં નહીં માટે શરીરને કાંઇપણ ગરમ કપડાંથી ઢાંકયું હોય તો સ્નાનનું પરિણામ એ થાય છે કે પરસેવો વધારે થઇ બધી નસો છૂટી પડે છે. સ્નાન કરવાનો બીજો હેતુ એ કે આપણા શરીરની ચામડીમાં ન્હાનાં ન્હાનાં છિદ્રો છે. એ છિદ્રો દ્વારા શરીરના અંદરની ગંદકી બહાર પડે છે. એ છિદ્રો ઘણાં ન્હાનાં હોવાથી તે બહારની ગંદકીથી પૂરાઇ જાય છે અને તેથી અંદરની ગંદકીને બહાર નીકળવાનો માર્ગ રહેતો નથી, તેથી દરાજ, ખસ વગેરે ચામડીના રોગ થાય છે. આ કારણને લીધે એ છિદ્રો સાફ રહેવાં જોઇએ. અને

તે તેવાં રહે માટે પુષ્કળ પાણીથી સ્નાન કરી સ્વચ્છ ટુવાલથી શરીર ઘસી લુંછવું જોઇએ."

"પીવાના પાણીને સંબંધે જેટલી સાવચેતી રાખવી જોઇએ તેટલી આપણામાંના ઘણા ખરા રાખતા નથી. આથી રોગ ઉત્પન્ન થાય છે. મ્યુનિસિપાલિટીએ પાણીના નળ લાખો રૂપીઆ ખરચીને આપ્યા છે. તેમજ પાણી ફિલ્ટરથી સ્વચ્છ કરવા પાછળ પણ ખરચ ઘણો થાય છે. પરંતુ તેને આગળ સારી સ્થિતિમાં રાખવાને જે થોડી તસ્દી લેવી છે તેટલી તસ્દી લેવાને પણ લોકો આળસ કરે છે. પાણી પીવાનું વાસણ જેવું બહારથી તેવું જ અંદરથી પણ ચોખ્ખું જોઇએ. પીવાનું પાણી ગંદવાડીની જગાએ રાખવું નહીં. તેમ જ ગોળીમાં પાણી સારે ચોખ્ખે કપડે ગાળીને ભરવું જોઇએ. આટલી સાવચેતી રાખતાં છતાં પણ પાણીને યોગે કાંઇ રોગ ઉત્પન્ન થાય તો મ્યુનિસિપાલિટીને દોષ દેવો અને સુધારવાને તેને સુચના કરવી. મનુષ્યનું શરીર પાણીમય છે એમ કહીએ તો પણ ચાલે એમ છે. માણસનું વજન ૧૫૦ રતલ હોય તો તેમાં ૧૧૦ રતલ પાણી છે એમ જાણવું. આપણે પાણી પીએ છીએ તે શરીરમાંહેના લોહીની જોડે મળે છે અને તેથી રૂધિરાભિસરણ ઘણી સારી રીતે ચાલે છે. શરીરના દરેકે દરેક ભાગમાં તે પહોંચી શકે છે, અને જો પાણી ન પીએ તો લોહી બરાબર ફરી શકતું નથી. તેમજ જો ગંદું પાણી પીવામાં આવે તો લોહીમાં બગાડો થાય છે."

"પાણીને સંબંધે જેટલી ચોખ્ખાઇ રાખવાની છે તેટલી જ ખાવાના પદાર્થોને માટે પણ રાખવી જોઇએ. બજારમાંથી અનાજ લાવી તેવું ને તેવું ભરવું નહીં. પણ તેને વીણી ઝાડકી સાફ કરીને ભરવું ને દીવેલ દઇ કે રાખમાં રાખવું. આમ કર્યાથી અંદર જીવ

ઉત્પન્ન થતા નથી, અને અનાજ ચોખ્ખું રહે છે. તેમજ તેને છેક બંધીઆર જગામાં રાખવું નહીં. જ્યાં અનાજ રાખ્યું હોય ત્યાં હવાને આવવા જવાનો રસ્તો હોવો જોઇએ. વળી તે વ્યવસ્થાથી પણ ગોઠવી રાખવું જોઇએ કે જેથી વેરાઇ ઢોળાઇ નુકસાન ન થાય. આ કામ કાંઇ ખરચનું નથી; આમાં માત્ર ટાપટીપ અને સંભાળની જરૂર છે."

ત્યાર પછી સર્વે જણ ઉપર ગયાં. ત્યાં **સીતાએ** પ્રથમ ગુલાબનો ઓરડો બતાવ્યો. તરેહ તરેહવાર એશઆરામની તથા મોજશોખની ચીજો ચંદનની છોકરીને ઘણી ગમી. તેમણે **ગુલાબને** પૂછ્યું, " તમને આવી ચીજો કેમ ગમે છે?"

ગુલાબઃ— "આ બધી ચીજો મારા પૂર્વ આશ્રમની છે. એ હવે મને ગમતી નથી. પણ હવે તે વેચી નાખવી તે પણ સારૂં નથી. હવે એવી નવી ચીજો લેવી જ નહીં એવો મેં નિશ્ચય કર્યો છે."

આ વાત સાંભળી **સીતાએ** કહ્યું:— " મોજશોખની ચીજો નજર આગળ છતાં તેનો ઉપભોગ કરવાની ઇચ્છા થાય નહીં તેમાં વધારે મનોબળ સમાયલું છે. તે દૂર કર્યાથી કાંઈ વધારે છે એમ નથી. જગતમાંની મોહક વસ્તુથી અલગ રહેવાય એટલા સારૂ જંગલમાં અગર એકાંતવાસમાં રહેવું તેમાં પુરૂષાર્થ કે મોહક વસ્તુ આસપાસ છતાં તેના પાશમાં ન લપટાવું તેમાં પુરૂષાર્થ? આ ઓરડામાં બધી જ ચીજો મોજશોખની છે એમ નથી. એમાં કેટલીક ઉપયોગની ચીજો તમારી નજરે પડશે. આ જુવો તીજોરી. શું એનો ઉપયોગ થોડો છે? જેમની પાસે પૈસા છે તેમને તો એનો ઘણો ઉપયોગ છે. પૈસા સાચવવાને અર્થે જે કરવું અવશ્યનું છે તે કરવામાં ડહાપણ છે. ચોરોથી પૈસાનું રક્ષણ કરવામાં એ ઘણી ઉપયોગી છે. "

ગુલાબનો ઓરડો જોયા પછી કાશીના તથા કમુના ઓરડા જોયા. તેમાં સીવણકામના, ઊનના કામના નમુના, તેમજ સુતર કાઢવાનું ન્હાનું સરખું યંત્ર, બોરીઆં કરવાનું યંત્ર, ચોપડીઓ મુકવાનું ન્હાનું સરખું કબાટ, તેમજ કેટલાંક ચિત્રો, છબીઓ કાશીએ તથા કમળાએ બતાવ્યાં. તેમણે થોડુંક રૂ લઈ યંત્રવડે સુતર કાઢી બતાવ્યું. તે જોઈ ચંદનની મ્હોટી છોકરી મોહિનીએ કહ્યું:—"અમારી સ્કુલમાં આવું કાંઇ જ શીખવતા નથી. તમે જો અમારી સ્કુલમાં આવો તો તમને ત્યાં કાંઇ પણ ત્રાસ પડશે નહીં."

આ સાંભળી કાશીએ કહ્યું: "અમે શીખીએ છીએ તે ઘણું સારૂં છે. અમારી ઇચ્છા મુંબઇ જવાની નથી."

ટેબલ ઉપર ભાષાંતરની ચોપડી હતી તે જોઇ મોહિનીએ કહ્યું;—"હજુ તમે ભાષાંતર કરો છો ? મને તો લખવાનો ઘણો કંટાળો છે. હું તો હવે સ્કુલમાંથી ઉઠી ગઈ છું એટલે ભાષાંતર કરવાના, કાગળો લખવાના, અગર નિબંધ લખવાના ત્રાસમાંથી છૂટી છું. નિશાળ છૂટી એટલે હવે અમે છૂટાં થયાં છીએ. ગમ્મતની ખાતર વખતે એકાદ વાર્તાની ચોપડી વાંચીએ છીએ. અમે તો અમારા મગજને જરા પણ તસ્દી આપતાં નથી. તમારો શિક્ષક ઘરમાં જ છે એટલે રજા તે શું તે તમે જાણતાં જ નથી. તમે તો સ્હવારથી તે સાંજ સુધી કામમાં જોડાયલાં જ રહો છો. આખો દિવસ કામ કર્યાં કરીએ તેમાં શી મઝા ? તમે મુંબઈ આવો તો ત્યાં ઘણી જ મઝા પડશે."

નવરાં બેસી રહેવામાં ભૂષણ છે એમ કાશી તથા કમળા માનતાં નહોતાં. ઘણી સ્ત્રીઓ તથા પુરૂષો થોડું કામ કર્યા પછી અમે તો થાકી ગયાં એવો ઢોંગ કરી નકામાં ગપ્પાં મારવા કે ગમે તેવી એકાદી ચોપડી લઇ વાંચવા બેશી વખત પૂરો કરે છે, એમ સીતા જાણતી હતી. તેથી તે એ બે બ્હેનોને કદી પણ નકામી ગમે તેવી ઇધર તીધર-

ની વાતો કરવા દેતી નહીં. જુદાં જુદાં કામો કરવાની ટેવ ન હોવાને લીધે કેટલાંક છોકરાં અને કેટલીક છોકરીઓ સ્કુલ છોડે છે તેની સાથે અભ્યાસને, વાંચવા લખવાને રાજીનામું આપે છે અને જાતે વધારે પ્રવિણ થવાના યત્નોને પણ રજા આપે છે. આથી તેમને પોતાને તેમજ દેશને નુકસાન થાય છે, એ વાત **સી**તાના ધ્યાનમાં હતી. અભ્યાસ કદી પૂરો થતો જ નથી. આત્મસુધારણા અને નિશાળનો કે ડિગ્રીનો કાંઇ સંબંધ નથી. આપણને રોજને રોજ કાંઈને કાંઇ શીખવાનું હોય છે જ. જ્યાં સુધી શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી આપણે વિદ્યાર્થી જ છીએ. પદવી કે ખિતાબ મેળવવામાં કાંઇ વિશેષ માન નથી, ભૂષણ નથી કે પુરૂષાર્થ પણ નથી. વાસ્તવિક રીતે જોતાં આપણા જીવમાં જીવ છે ત્યાં સુધી આપણે વિદ્યાર્થી હતા એમ કહેવડાવવામાં ખરૂં માન, ખરી આબરૂ, ખરૂં ભૂષણ, ખરો પુરૂષાર્થ, ખરી કૃતકૃત્યના છે. નિશાળ છૂટી એટલે અભ્યાસ પૂરો થયો, પદવી મળી એટલે માન મળ્યું, ખિતાબ મળ્યો એટલે પુરૂષાર્થ કર્યો, અગર અધિકાર મળ્યો એટલે જીવનની કૃતકૃત્યતા થઇ અગર પૈસા મળ્યા એટલે મોક્ષ મળ્યો, અને આ સર્વ પ્રાપ્ત થયાં એટલે જન્મનું સાર્થક્ય થયું એમ માનવું ભૂલભરેલું છે. એટલું જ નહીં પરંતુ આવી સમજને લીધે લોકો પોતાનાં છોકરાંને જુદું વલણ લગાડે છે, આવો **સી**તાનો મત હતો **તે**થી તેણે છોકરાંઓના મનમાં એવું જ ઠસાવ્યું હતું કે અભ્યાસ કદી પૂરો કરવો નહીં. આથી કાશીએ **મો**હિનીને ઉત્તર આપ્યો, " અમારે અભ્યાસ પૂરો કરવો જ નથી. નકામા બેશી રહી વખત ગુમાવવો એ અમને ગમતું નથી. "

આ જવાબ સાંભળી **મો**હીનીએ હળવે રહી કાશીના કાનમાં કહ્યું:—" તું બ્હીશ મા. હું **સી**તાબ્હેનને કહીશ નહીં. "

મનમાં એક અને બતાવવાનું બીજું એ ગુણથી કાશી તદ્દન અજાણ હતી. તેથી મોહિનીનું બોલવું સાંભળી તેને ગુસ્સો ચઢ્યો. એને ગુસ્સે થયલી જોઇ મોહિની બોલી:—“અમે એકલાં હોઇએ છીએ ત્યારે જે મ્હોએ આવે તે બોલીએ છીએ. જ્યારે બધાંમાં બેઠેલાં હોઇએ ત્યારે માત્ર શું બોલવું ને શું ન બોલવું તેનો વિચાર કરીએ છીએ.”

આ વાત ચાલતી હતી તે વખતે સીતા સતી સ્ત્રીઓનાં ચરિત્રની ચોપડીઓ બતાવતી હતી, પરંતુ તેમાં ચંદનને કાંઈ રસ પડયો નહીં. તેની નજર ત્યાં એક છબી હતી તેના પર હતી. પરંતુ તેમાં કાંઇ છબી નહોતી, પણ તેને બદલે નીચેનો શ્લોક સુંદર સ્વચ્છ અક્ષરે લખેલો હતો:—

न कामये भर्तृविनाकृता सुखम्
न कामये भर्तृविनाकृता दिवम्
न कामये भर्तृविना कृतं प्रियम्
न भर्तृहीना व्यवसामि जीवितुम् ॥

આ શ્લોક સુંદર અક્ષરથી લખી તકતામાં મુકવાનો શો અર્થ હશે તે ચંદનથી સમજી શકાયું નહીં. તેથી તેણે સીતાને પૂછ્યું:–“આ છબી આવી કેમ ? આ કાંઇ સારૂં દેખાતું નથી. આ બીજી છબી અહલ્યાબાઇની હોય એમ લાગે છે. પણ એમાં પણ વિશેષ જોવા જેવું કાંઇ જણાતું નથી. તેમજ એ તેનીજ છે એમ પણ લાગતું નથી.”

ચંદનની વાત પૂરી થાય તેટલામાં તો એની છોકરી છબીની પાસે આવી પહોંચી. તેની માન્યતા પણ તેની માના જેવી જ હતી. તેમને પણ આ વિચિત્ર લાગ્યું તેથી સીતાએ કહ્યું:–“તમને આમાં શું વિચિત્ર લાગે છે તે હું સમજી શકતી નથી. છબીઓ માત્ર શોભાને

માટે જ રાખવી એમ ધારવું ઘણું ભૂલભરેલું છે. અને તેમાં કોઇ મનુષ્યની આકૃતિ અગર સૃષ્ટિનો કોઇ દેખાવ હોય તો જ તે સારી એ કહેવું પણ બરાબર નથી. સ્ત્રીઓને તેમજ છોકરાંઓને સારી સોબતની ઘણી જરૂર છે. મહાન્ પુરૂષોનો તેમજ સુશ અને સતી સ્ત્રીઓનો સહવાસ થવો એ ઘણું ઇષ્ટ અને લાભકારક છે. પરંતુ તેમ થવાની સર્વેને જ કાંઇ અનુકૂળતા હોતી નથી. પ્રખ્યાત પુરૂષો થઈ ગયા તેમની કૃતિનું સ્મરણ આપણને થયાં કરે અને તેમનું અનુકરણ કરવાનું સાધન મળે એ ઉદ્દેશથી આ છબીઓ રાખી છે. ભી તો શણગારવાના હેતુથી રાખી નથી. વળી બીજું એ કે તેમની આકૃતિની છબી કરતાં તેમના અંતરની છબીનું એટલે કે તેમનાં વચનોનું માહાત્મ્ય વિશેષ છે. અનેક વર્ષોના અનુભવ ઉપરથી જે વાતો તે સમજી ગયા તે વાતો આપણે તેમના શબ્દો પરથી સમજી શકીએ છીએ. અહલ્યાબાઇની છબી રાખવાનો હેતુ તો તમે સમજ્યાં હશો, એમ હું ધારૂં છું. અહલ્યાબાઇ જેવી સાધ્વી સ્ત્રી ઘણી થોડીજ હશે. એણે રાજ્ય ઘણી સારી રીતે ચલાવ્યું. તેમજ તે ઘણી ચાલાક અને હોંશીઆર હતી. પરંતુ તેને માટે હું કાંઇ તેમની વધારે પ્રશંસા કરતી નથી. સ્ત્રીઓમાં વિનયનો મ્હોટો ગુણ હેવો જોઇએ તે એનામાં હતો. એ ગુણ સ્ત્રીમાં ન હોય તો તે એક મ્હોટો દોષ ગણાય. બીજા ગુણો હોય અને વિનય ન હોય તો તે યોગ્ય તો ન જ ગણાય. સ્ત્રીઓની યોગ્યતા વિનય ઉપરથી લેખાય છે. એક પ્રખ્યાત ઇંગ્રેજ કવિએ કહ્યું છે કે કોઈ પણ સ્ત્રી વિનય ખોતાં પોતાનું અડધું સૌંદર્ય ખુવે છે. અહલ્યાબાઇ અતિશય શ્રીમંત હતી, તેમ જ તેની આસપાસ મોહજાળ પથરાયલી હતી, છતાં તેને હાથે મર્યાદાનું અતિક્રમણ કદી પણ થયું નથી. વિનયનો ગુણ તેનામાં છેવટ સુધી વાસો કરી રહ્યો

હતો. અને તેથીજ તેની યોગ્યતા હું મ્હોટી ગણું છું. આજ કિત્તો અમારી છોકરીઓએ સતત પોતાની નજર આગળ રાખવો, તેનું જ અનુકરણ એમણે કરવું, તેમ કરવામાં જ એમનું પોતાનું તેમ જ પુરૂષોનું હિત છે. કારણ, આ ગુણ સ્ત્રીઓમાં હોવાથી તેમનામાં મોહકત્વ તો રહે છે જ, એટલું જ નહીં પણ તેને યોગે પુરૂષો ઉપર પણ તેમનો ભારબોજ વધારે પડે છે. ઉછાંછળાપણું, ચાળાચસકા કરી બોલવું વગેરે દોષોને લીધે સ્ત્રીઓનું વર્તન તિરસ્કારપાત્ર થાય છે, અને તેથી તેમની સાથેના પુરૂષોના વર્તનમાં પણ ફેર પડે છે, અને પરિણામે કદાચિત્ બંનેનું વર્તન દોષાસ્પદ થવાની ભીતિ રહે છે. હાલમાં સ્ત્રીઓમાં વિનય ઓછો છે એવો તેમના ઉપર આરોપ મુકાય છે એ ખરો નથી. તથાપિ દોષ આવવાનો અવકાશ જ ન રહે એવી સાવચેતી રાખવી એ સ્ત્રીઓનું કર્તવ્ય છે. આ ઉપરથી એમ કહેવાનું નથી કે તેમણે ક્યાંઇ જવું નહીં કે કોઇ જોડે બોલવું નહીં. આમ કરવું જેમ સારૂં નથી તેમ જ ઉછાંછળાપણું પણ સારૂં નથી. તેમનું વર્તન મર્યાદશીલ રહેવું જોઇએ. પતિ અને પત્ની વચ્ચે પ્રેમ હોય એટલે બસ થતું નથી. તેમનું ઐક્ય હોવું જોઇએ. ઐક્ય હોય તો જ સંસાર સુખમય થઇ આનંદમાં દિવસ નિર્ગમાય છે."

આટલી વાત થયા પછી સીના બધાંને પોતાના ઓરડામાં તેડી ગઇ. ત્યાં બે કબાટો હતાં. એકમાં પુસ્તકો અને બીજામાં દવાઓનો સંગ્રહ હતો. આ કબાટો ચંદનને બતાવતાં બતાવતાં સીતાએ કહ્યું:— "અહીં કોઇ પણ ગમ્મતની વસ્તુ તમારા જોવામાં આવશે નહી. પરંતુ અહીં ખરેખરો ઉત્તમ ભંડાર છે એમ હૂં સમજું છું. જે મહાન્ પુરૂષોએ પોતાની રસાળ વાણીથી અગર વચનથી અગર કૃતિથી હજારો લોકોના માનસિક અગર શારીરિક રોગો નાબુદ કરી તેમની

ઉન્નતિમાં સાહાય્ય કર્યું તેમાંની ઘણી આમાં વાસ કરે છે. તે મહાન્ પુરૂષોનાં શરીર અહીંથી ગયાં છે, પરંતુ તેમનું મન તેમની કૃતિ તથા તેમનો અનુભવ અહીં છે."

ચંદનને એ પસંદ ન પડવાથી તેણે દવાના કબાટ તરફ જઈ તેમાં જોવા માંડયું. તેમાં પણ તેનું મન રમે એવું તેને કાંઈ જણાયું નહીં, તેથી તેણે સીતાને પૂછયું: "સંગ્રહ કરી રાખવા જેવી આમાં કઈ કઈ દવાઓ છે? અમારે દવા સંગ્રહે રાખવાની કાંઈ જરૂર પડતી નથી. કારણ મુંબઇમાં દવાખાનાં અને દાક્તરો ઘણા છે. જરૂર પડે ત્યારે દાક્તરને બોલાવી શકીએ છીએ અગર દવાખાનામાં જઇએ છીએ. તમારા સુરતમાં પણ ચકલે ચકલે દાક્તરો છે છતાં આમ ઘરમાં દવાઓ ભરી રાખવાની શી જરૂર?"

આ સાંભળી સીતાને ઘણી નવાઇ લાગી અને તેણે કહ્યું, "ચંદન મ્હેન, ચકલે ચકલે દવાખાનાં છે તેથી ઘરમાં દવા રાખવાની જરૂર નથી એ તમારૂં કહેવું બરાબર નથી. સાધારણ દવાને માટે દાક્તર શોધવા જવું મને ગમતું નથી. મનુષ્યે પોતાની પ્રકૃતિ થોડી ઘણી તો સમજવી જોઇએ ને તેવી સાધારણ દવાને માટે પોતે પોતાના દાકતર બનવું તેમાં મને કાંઇ ગેરવાજબી જણાતું નથી. સાધારણ કામને માટે બીજા પર શા માટે અવલંબીને રહેવું તે હું સમજી શકતી નથી. તેમજ જે વાત આપણે કરી શકીએ એવી છે તેને માટે બીજાની આગળ શા માટે મ્હોં વકાસવું? જો આપણે લાચાર થઇએ, આપણે જાતે કરેલા ઉપાયથી વખતે નુકસાન થવાનો સંભવ હોય તો વાત જુદી. પરંતુ જરા જરામાં દાક્તરને બોલાવવાની ટેવ સારી નથી. પ્રત્યેક ગૃહિણીએ દરેક દવા પાસે રાખી તે કઇ વખતે ને ક્યારે કેટલી આપવી તે જાણી મુકવું જોઇએ. એમાં કાંઇ વધારે ચતુરાઇ

જોઇએ છે એમ નથી. તેમાં વિશેષ પૈસા પણ જોઇતા નથી. સ્ત્રીઓને જેમ આરોગ્યશાસ્ત્રનાં મૂળતત્વોનું શિક્ષણ મળવું જોઇએ છે તેમજ સાધારણ રોગોને સંબંધે જ્ઞાન તથા તે સંબંધે કરવાના ઉપાયો સંબંધે પણ જ્ઞાન હોવું જોઇએ. આપણી પાસે ચાર પૈસાનો સંગ્રહ હોય છે તો આપણને જેવી ધીરજ રહે છે તેમજ દવા પાસે હોય અને તેનો ઉપયોગ કેવી રીતે કરવો તે જાણતાં હોઇએ તો આપણને હિંમત રહે છે. તેમજ ગરીબોને પણ આપણે મદદ કરી શકીએ છીએ. આ કારણોને લીધે સાધારણ રોગો ઉપર અપાતાં ઓસડ અહીં રાખ્યાં છે."

## પ્રકરણ ૧૬ મું.

### નટવરનું શાળાગૃહ.

ત્યાર પછી સર્વ નટવરનું શાળાગૃહ જોવા ગયાં. ચંદનની નજર બારીમાં મુકેલા તારની જાળીવાળા બારણાપર ગઇ, અને તેણે પૂછ્યું," મુંબઇમાં તો કાચની બારીઓ હોય છે અને તે દેખાય છે પણ શોભાયમાન ત્યારે તમે આવી જાળીવાળી બારીઓ રાખી છે તેનું તેવું જ કાંઈ કારણ હશે." સીતાએ જવાબ આપ્યો, " હા. આવી બારીઓનો ઉપયોગ છે. પવન વધારે આવતો હોય અગર ટાઢ વાતી હોય છે ત્યારે આપણે સાધારણ બારીઓ બંધ કરી દઇએ છીએ. અને તેથી આપણા ઉચ્છવાસની હવા જે ખરાબ થયેલી હોય છે તે બહાર જઇ શકતી નથી અને અંદરની હવાને બગાડે છે. તથી જાળીવાળી

બારી રાખી છે કે એમાંથી હવા આવ જા કરે. ઉન્હાળાના દિવસમાં પવન ઉનો ઉનો હોય છે તે વખતે જો આવી જાળીવાળી બારીમાંથી તે આવે તો ઠંડો થઇ આવે છે; કારણ, આવી જાળીનો એક ગુણ ગરમી ખેંચી લેવાનો છે. ખાસ કરીને સુવાના ઓરડામાં તો આવી જ બારીઓ જોઇએ, કારણ ત્યાંનાં બારી બારણાં ઘણા વખત સુધી બંધ રહે છે. હવા તેમજ અજવાળું પણ જોઇએ. વાંચવા કરવામાં તેમજ બીજાં કામોને માટે અજવાળાની જરૂર છે. જેટલું જોઇએ તેટલું અજવાળું હોય તો આંખોને કાંઇ પણ વખત તાણ પડતી નથી ને કુદરતી રીતે પોતાનું કામ તે બજાવે જાય છે. પરંતુ જો અજવાળું ઓછું હોય તો તેથી આંખો બગડે છે. વાંચતી વખતે અજવાળું ડાબી અગર જમણી બાજુએથી આવે એવી રીતે બેસવું. પાછળથી અજવાળું આવે તો આપણો જ ઓથો આવે છે ને સામેથી આવે તો તેજ લાગે છે. માટે એક તરફથી અજવાળું આવે એવી રીતે બેસવું. બને ત્યાં સુધી ડાબી તરફથી અજવાળું આવે તે ઉત્તમ. શરીર પ્રકૃતિ સાફ રહે એવી ઇચ્છા હોય તો ઘરમાં હવા પુષ્કળ હોવી જોઈએ. ઘર નીચી બાંધણીનું હોય તો તેમાં હવા ઓછી હોય છે અને તેથી ગુંગળાટ થઇ જીવ ગભરાય છે. માટે ઘર બને તેટલું ઉંચું બાંધવું કે જેથી જોઇએ તેટલી હવા તેમાં આવી શકે અને પ્રકૃતિમાં બગાડો થાય નહીં. ઓરડામાંની હવા સારી છે કે તેમાં કાંઇ પણ બગાડ થયો છે તે વાસ ઉપરથી સમજી શકાય છે. પરંતુ ખાતરી કરી લેવા સારૂ ઉપાય છે તે એ કે એક સાફ સીસો લઇ તેમાં ચોખ્ખું ૧૦ ઔંસ પાણી ભરવું. પછી તેમાં હવા જાય એવી રીતે બાટલી હલાવવી. પછી તેમાં એક ચમચો ચૂનાનું પાણી નાખી તેને બંધ કરી પાછી હલાવવી. જો બાટલી માંહેના પાણીનો રંગ દૂધ જેવો

સફેત દેખાય તો ઓરડામાં કારબોર્નિક એસિડ વ્યાસ છે અને તેથી હવા દૂષિત છે એમ સમજવું. ”

**નટવર** તોફાની હતો તેથી તેના શિક્ષણ માટે **સીતાએ** ઘણી સાવચેતી રાખી હતી. **ફ્રોબેલ** સાહેબની ‘કિન્ડરગાર્ટન’ પદ્ધતિનું **સીતાને** કાંઇક જ્ઞાન હતું. તે પદ્ધતિને કાંઈક અંશે અનુસરીને પોતાની બાલશિક્ષણ પદ્ધતિ રાખવી એવો એનો અભિપ્રાય હતો. ઝાડ નાનું હોય છે ત્યારે તેને જેમ વાળીએ તેમ તે વળે છે. પરંતુ મ્હોટું થયા પછી વળતું નથી. આ નિયમ બાળકોને પણ લાગુ પડે છે. આ ધોરણને અનુસરીને જ **સીતાનું** વર્તન હતું. ખોદવું વગેરે કામ કરવાનો બાળકને કંટાળો આવે છે અને એ કામ હલકું છે એમ તેમને લાગે છે. પરંતુ આમાં દોષ તેમનો નહીં પણ આપણો જ છે એવો **સીતાનો** અભિપ્રાય હતો. આવા કામનું મહત્વ કેટલું છે તથા તેનો ઉપયોગ શો છે, તેથી શા શા ફાયદા થાય છે તે બાળપણથી જ બાળકના મનમાં ઠસાવ્યું ન હોય તો આગળ ઉપર એ કામ કરતાં તેમને કંટાળો આવે તેમાં નવાઇ શી? બાલ્યવયથી જ જો તેમને આવાં કામનો પરિચય હોય તથા તે કરવાની ટેવ હોય તો આગળ તે કામ કરવાનો સંકોચ લાગવાનો સંભવ ઓછો રહે છે. આ કામનું મહત્વ બીજી વિદ્યાના મહત્વ જેટલુંજ છે, એમ તેમના મનમાં પૂર્ણપણે ઠસાવવું જોઇએ. અને તેને અનુસરીને આપણું વર્તન પણ રાખવું જોઈએ. જેની પાસે શિક્ષણ આપવાનું કામ છે તેમને કાર્ય કારણનું નિરીક્ષણ કરવાની ટેવ હોવી જોઇએ. વિશેષે કરીને જેમની પાસે બાળકોના શિક્ષણનું કામ છે તેમને તો એ અવશ્ય હોવી જ જોઇએ. જે શિક્ષકને આ ટેવ નહીં હોય તેને હાથે છોકરાનું હિત થવાનો સંભવ ઘણો ઓછો હોય છે, બલ્કે તેઓ આ કામમાં નકામા છે. આ ટેવને અ-

ભાવે ઘણી સ્ત્રીઓને હાથે બાળકનું સંગોપન તથા ઉછેરવાનું કામ યથાયોગ્ય થઇ શકતું નથી. બાળક શામાટે રૂવે છે, હઠ શા માટે કરે છે, ચીઢીઆં કેમ કરે છે તે શોધી કાઢી જેથી આવું અનિષ્ટ પરિણામ આવતું હોય તે પ્રથમ દૂર કરવું જોઇએ. કારણ અનિષ્ટ પરિણામનું કારણ દૂર કર્યા સિવાય ઈષ્ટ પરિણામ આવે જ નહીં, એ ખુલ્લું જ છે. તે જ પ્રમાણે બાળકને શાથી આનંદ થાય છે. શાથી તેમના મનપર સારા સંસ્કાર પડે છે, તેમજ શું શું કર્યાથી તેમને સારૂ વલણ લાગશે તે ખોળી કાઢી તદનુસાર આચરણ રાખવું જોઇએ. મુખ્ય વાત ધ્યાનમાં રાખવાની તે એ કે બાળકનો સ્વભાવ કેવો છે તે પ્રથમ જાણી લેવું. પછી કાર્ય કારણનો વિચાર કરી તે ધોરણે શિક્ષણ આપવું જોઇએ. આ પ્રમાણે ન કરતાં તેમને મારવા હણવાથી કદી પણ ઇષ્ટ હેતુ સિદ્ધ થતો નથી. બાળપણમાં બાળકને રમવાની ઘણી હોંશ હોય છે. રમત તરફ તેમના મનની પ્રવૃત્તિ ઘણી હોય છે. પરંતુ અજ્ઞાન માબાપની ઇચ્છા એવી હોય છે કે તેમણે રમવું નહી. એકની પ્રવૃત્તિ એક તરફ અને બીજાની બીજી તરફ એમ થવું બિલકુલ કામનું નથી. આથી ખેંચતાણ થાય છે અને હિતને બદલે અહિત થાય છે એ વાત માબાપના લક્ષમાં આવતી નથી. રમવાથી બાળકની વૃત્તિ આનંદિત રહે છે, શરીર સુદઢ બને છે તેમજ બુદ્ધિ પણ વિકાસ પામે છે. સંભાળ રાખવાની તે માત્ર તેમની રમતો પસંદ કરવામાં જ છે. રમતથી તેમના શરીરને સુખ થઈ તે સુદ્દઢ બને તેમજ તેમના મનને થોડો થોડો બોધ મળી બુદ્ધિનો વિકાસ થાય એવી રમતો તેમને રમવા દેવી જોઇએ. તેમની બાળલીલાનું આપણે કૌતુક કરતા રહેવું જોઇએ તેમજ વખતે વખતે તેમની રમતમાં ભાગ પણ લેવો જોઇએ. ન્હાનાં-

છોકરાં આગળ આપણે ઘુઘરો અગર બીજું કાંઇ પણ વગાડીએ છીએ ત્યારે તે નિશ્ચલ થાય છે અને તેમની ક્ષુબ્ધ વૃત્તિ નષ્ટ થઇ તે શાંત થાય છે. આથી તે નાદલુબ્ધ થતાં હશે, અગર ચમત્કારિક અવાજ સાંભળવાથી તેમને નવાઇ લાગતી હશે. તેમજ દીવો જોતાં તે એકી નજરે જોઇ રહે છે તેથી દીવાની તેમને ઘણી નવાઇ લાગતી હશે એમ લાગે છે. પરંતુ આ બે ક્રિયાઓમાં તેમનામાં એકાગ્રતા આપોઆપ આવે છે. એટલે કે લક્ષપૂર્વક સાંભળવું અને લક્ષપૂર્વક જોવું. આ મહત્વની બે ક્રિયાઓ જેને યોગે મ્હોટી મ્હોટી શોધો થઇ સુધારણાને સાહાય્ય મળે છે તે ક્રિયાઓનો પ્રાદુર્ભાવ નાનપણામાં જ થાય છે. એકાગ્રતા વિના શિક્ષણ અફળ છે. આવી એકાગ્રતા બાળકનામાં હોય છે. મન દઇને સાંભળવાની અને નજર માંડીને જોવાની તેમની વૃત્તિ હોય છે. આ વૃત્તિને ટેવના રૂપમાં પરિણત કરવાનું કામ આપણું છે. તેમજ કેવો ધ્વનિ તેમને સંભળાવવો તથા કઇ ચીજ લક્ષપૂર્વક તેમની પાસે જોવડાવવી કે જેથી એકાગ્રતાના ગુણની વૃદ્ધિ થાય એ નિશ્ચિત કરવાનું પણ આપણું કર્તવ્ય છે.

કોઇ પણ નવી વસ્તુ બાળકની નજરે પડે છે તો તેઓ ઘણી ઈંતેજારીથી આપણને તે સંબંધી પ્રશ્નો પર પ્રશ્નો પૂછે છે. કેટલાંક માબાપ એ પ્રશ્નોના બરાબર ઉત્તર આપી તેમની જીજ્ઞાસા તૃપ્ત કરી તે ન વધારતાં ઉલટા તેમને દાબે છે, વઢે છે, વખતે તરછોડી પણ નાખે છે. આમ કરવું અણસમજુપણું છે. જે ચોકસપણું પ્રગતિનું બીજ છે તથા જેને અભાવે જ્ઞાનની વૃદ્ધિ થઇ શકતી નથી તે બાળકમાં આપોઆપ દેખાયા છતાં તેને માટે પ્રથમ કંટાળો ઉત્પન્ન કરવો અને તે પાછળથી તે તેનામાં આણવાને અનેક કૃત્રિમ ઉપાયો લેવા અને તે ઉપાયો નિષ્ફળ જાય એટલે તે માટે શોક કરવો એ

હાથમાં આવેલી વસ્તુ છોડી ધુમાડાના બાચકા ભરવા જવા સરખું છે. આ સંબંધમાં મુખ્ય વાત સ્મરણમાં રાખવાની તે એ કે બાળકો નરકટી થાય નહીં તે વિષે સાવચેતી રાખવી જોઇએ.

બાળકો ઘણું સતપતીઆં હોય છે. એક લે તે મુકે, વળી બીજું લે તે મુકે, અને વળી ત્રીજું લે. કાંઇ ઢોળે, કાંઇ ફોડે, આ જોય, પેલું જોય, તે જોય, આમ દોડે તેમ દોડે, પથરા વીણે કે તેનો ઢગલો કરે, ચીચોડા ભેગા કરે, રેતીનો ઢગલો પડયો હોય તો તેમાં દહેરાં બાંધવા બેશી જાય, આવી આવી અનેક કૃતિઓ તેઓ કર્યે જ જાય છે. તેમના હાથના ચાળા તો ચાલ્યાં જ કરે છે. નવરાં બેસી રહેવાનો તેમને કંટાળો હોય છે. કાંઇ રમત ન સુઝે તો ઘરમાં આમ તેમ આંટા જ માર્યાં કરે છે. તેમની આ કૃતિઓ કાંઇ સર્વે જ સારી હોય છે એમ નથી. માટે તેમને સારૂં વલણ આપણે આપવાનું છે.

એકલા રહેવું બાળકને એક શિક્ષા સમાન લાગે છે. તેને મારો અગર વઢો અગર ગમે તે કરો પરંતુ તે બીજાં છોકરાંમાં ભળવાને એક પગે તૈયાર હોય છે. તેમની પાસે કોઇ હોતું નથી ત્યારે તે ગભરાયલાં જણાય છે અને તેમને ચેન પડતું નથી. આથી તેમને સંગતની ઘણી જરૂર છે એ સ્પષ્ટ છે. સાથીદારની તેમની ઇચ્છા એટલી તો પ્રબળ હોય છે કે કુતરાં બીલાડાં પણ તેમને સોબતી તરીકે ચાલે છે. તેમની સાથે પણ તેઓ રમે છે. આ કારણને લીધે તેમનું મન કાંઇ પણ કામમાં પરોવાયલું શી રીતે રાખવું તે વિચાર ઘણો મહત્વનો છે. કેટલાકોનું એવું માનવું છે કે બાળકોને બાળકોની જ સોબત ગમે છે. પરંતુ આ માન્યતા કાંઇક અંશે ભુલભરેલી છે. બાળકો તોફાન કરે તે મ્હોટાંને ગમતું નથી. તેથી તેઓ તેમને વઢે છે, ધમ-

આવે છે, પાસે બેસવા કે ઉભા પણ રહેવા દેતા નથી. વખતે કામને લીધે તેમની સાથે બોલવાનો પણ તેમને વખત મળતો નથી. આ કારણને લીધે બાળકો જ્યાં તેમને છૂટથી રમવાનું મળે છે ત્યાં જઇ રમે છે. પણ જો તેમને ઘરમાં મ્હોટાં માણસોની સાથે રમત રમવાનું મળે તો બ્હાર જઇ રમવાનો સંભવ ઓછો રહે છે. તેમને કાંઇ પણ ઉદ્યોગ અને કાંઇક ગમત એ બંનેની જરૂર છે. આ ઉદ્યોગ અને આ ગમ્મત શી હોવી જોઇએ તેનો વિચાર અવશ્ય કરવો જોઇએ.

જેની પાસે શિક્ષણ આપવાનું કામ છે તેનું વર્તન કાંઇક અંશે માળીના જેવું હોવું જોઇએ. ઝાડ ગમે તેમ વાંકું ચૂંકું વધવા માંડે તો માળી તેને તેમ વધવા દેતો નથી. તેમ તેના ફેલાવને અન્યથા પ્રતિબંધ પણ કરતો નથી. તે વખતસર ઝાડને પાણી પાય છે, તેની આજુબાજુનાં તરણાં વગેરે કાઢી નાંખે છે ને જગા સ્વચ્છ રાખે છે, તેમજ તે કરમાય નહીં અગર પીળાં પડે નહીં તેટલા સારૂ તેને માફકસર છાંયડો તેમજ તડકો મળે એવી તજવીજ રાખે છે, અને જેને યોગે તે વૃદ્ધિ પામે તેની યોજના કરે છે. બાળકોની બાબતમાં પણ આપણે ઉપર્યુક્ત રીતે જ કામ લેવાનું છે. તેમનાં અવયવો સરખી રીતે વધતાં રહેવાં જોઇએ. તેમજ તેમની માનસિક શક્તિઓ જાગૃત રહી તેમનો વિકાસ થતો રહેવો જોઇએ. તેમને કાંઇ કટેવો લાગવા માંડી છે કે કેમ તે બારીકાઇથી તપાસતાં રહી તે લાગવા માંડી હોય તો તે દૂર કરાવવી, તેમની શારીરિક તથા માનસિક શક્તિ જે ધીમે ધીમે વિકાસે છે તેને પ્રતિબંધ ન કરતાં તેને મદદ કરવી જોઇએ, જેથી તે વધારે વિકાસ પામે એમ કરવું જોઇએ. એટલે કે જુદા જુદા પદાર્થો, નવાં નવાં ચિત્રો, છબીઓ, સૃષ્ટિના નાના પ્રકારના દેખાવો તેમને બતાવી તેમની જીજ્ઞાસા ઉત્પન્ન કરવી જોઇએ. તે પૂછે

તેનો યોગ્ય જવાબ આપવો જોઇએ. આમ કરી તેમની ગમ્મતને અને તેમના ઉદ્યોગને વલણ આપવું જોઇએ.

શિક્ષણ આપવામાં ઉતાવળ કરવાથી કાંઈ વિશેષ ફાયદો થતો નથી. ન્હાનાં છોડોને માટે માળી જેવું વર્તન રાખે છે, તેવું વર્તન આપણે બાળકના શિક્ષણને માટે રાખવું જોઇએ. ક્રમ કદી પણ છોડવો નહીં. ક્રમવાર તેમજ ધીમે ધીમે શિક્ષણ વધે તેમાં જરાપણ હરકત નથી. આમ કર્યાથી વખત વધારે લાગશે એ વાત ખરી; પરંતુ એ દિવસ વ્યર્થ ગયા એમ માનવું નહીં. ઝાડની ન્હાની ડાળીપર જો વધારે ભાર લટકાવીએ તો તે વાંકી વળી જાય છે તેમજ વખતે તેને નુકસાન પણ પહોંચે છે. તેમજ કુમળા શરીર તથા મન ઉપર વધારે બોજો મુકવો નહીં. મુકયાથી તેને અપાય થવાની બીતિ રહે છે. હાલમાં આવાં ઉદાહરણો ઘણાં નજરે પડે છે. કોઇ થોડા વખતમાં વધારે શીખે તો તે સારૂં કહેવાય છે, અને બાળક ચપળ છે એવા ઉદ્‌ગાર નીકળે છે. તેથી કેટલાકને ઉતાવળ કરવાની પ્રવૃત્તિ થાય છે. કેટલાક બાળકના શરીરની તેમજ મનની સ્થિતિ કેવી છે તે સમજી ન શકવાથી ખેંચતાણ કરી તેમના શરીરનો બગાડો કરે છે. આ વાત અવશ્ય ધ્યાનમાં રાખવી જોઇએ. બાળક અલ્પાયુષી થાય છે તેમાં પ્રારબ્ધને દોષ દેવો ડાહાપણભર્યું નથી. જે કારણથી હાલમાં કેટલાંક છોકરાં અલ્પાયુષી થાય છે તેમાં શિક્ષકનું તથા તેમના બાપનું ઉતાવળાપણું એક કારણ હોય છે. આ ઉતાવળાપણાને લીધે થતાં અનિષ્ટ પરિણામો હળવે હળવે થતાં હોવાથી તે એકદમ નજરે આવતાં નથી. તેથી તે તરફ આંખઆડાકાન કરવા અગર બે ફિકરાઈ બતાવવી ઠીક નથી. શરીર તથા મન મજબૂત થયલાં હોય તે વખતે તેમના પર વિશેષ ભાર મુકવામાં આવે તો તે ચાલી શકે તેમ

છે. પરંતુ ન્હાનપણમાં શરીર તથા મન કુમળાં હોય છે તે વખતે તેમના ગજા ઉપરાંત ભાર મુકવો નહીં. નકામી ઉતાવળ પણ કરવી નહીં. જે ક્રમ રાખ્યો હોય તે છોડવો નહીં, તેમ હદથી જાદા સખ્તી પણ કરવી નહીં. ન્હાનપણમાં શારીરિક અને માનસિક યંત્રને હદ ઉપરાંત ગતિ આપી તેની પાસે તેનાથી ન થઈ શકે એવું કામ લેવું તે ઘણું અવિચારીપણું છે. આ તત્વ લક્ષમાં રાખીને બાળકના શિક્ષણનો પાયો નાખવો જોઇએ. આ તત્વ ઘણાના લક્ષમાં રહેતું નથી. તેમજ ડાહ્યા તથા મૂર્ખ બંનેને હાથે ભૂલ થાય છે. એમાં શિક્ષક તથા પરીક્ષક બંને કંઇક અંશે દોષપાત્ર છે. પરીક્ષકની કૃતિનો શિક્ષકની કૃતિ ઉપર, શિક્ષકની કૃતિનો માબાપની કૃતિ ઉપર, તેમજ માબાપની કૃતિનો શિક્ષકની કૃતિ ઉપર, અને શિક્ષકની કૃતિનો બાળકની કૃતિ ઉપર પરિણામ થાય છે. અને તેથી બાળકો હેરાન થાય છે.

બાળકોની નજરે હમેશ અનેક વસ્તુઓ પડે છે. તેમને હાથે અનેક કૃતિઓ થાય છે અને તેઓ રમતો પણ અનેક રમે છે. આથી તેમનું મન સંસ્કાર પામે છે. તેઓ શિક્ષકના મુખ દ્વારા જે સાંભળે છે તેનું તથા ચોપડીમાં તેઓ જે વાંચે છે તેનું પરિણામ તેમના મન ઉપર થાય છે. પરંતુ પ્રત્યક્ષ જોવાથી તેમજ હાથે કૃતિ કરવાથી તેમને જેટલું જ્ઞાન વહેલું પ્રાપ્ત થાય છે, તેટલું વહેલું અન્ય પ્રકારે થતું નથી. ગણવાના ગોળાથી ગણનાં શીખવવું તેમજ ત્રિકોણ ચોખંડી વગેરે આકૃતિઓ બતાવી તેની હકીકત સમજાવવી. તેમજ તેવી આકૃતિઓ તેમની પાસે કરાવવી. આમ કર્યાથી તેમને રમત જેવું લાગી સ્વહસ્તે ક્રિયા થાય છે અને તેટલી હકીકત પણ તેમના ધ્યાનમાં સારી રીતે ઠસે છે.

આ સર્વ વાતો ધ્યાનમાં રાખી **સીતા**એ તે ધોરણે નટવરનો શિક્ષણક્રમ ચલાવ્યો હતો. તેને શીખવાનો કંટાળો ન આવતાં તેમાં રસ પડે અને આનંદ પણ પ્રાપ્ત થાય એ હેતુથી તેણે તેને વાર્તાની ચિત્રામણ વાળી ચોપડીઓ, નકશા, ન્હાનાં ન્હાનાં યંત્રો, તથા હથીઆરો, અનેક જાતનાં બી, તથા પત્થરોના નમુના લઈ આપ્યા હતા. શિક્ષણનાં જે બાહ્ય સાધનો ઓછે ખરચે મળી શકે એવાં હતાં તે સર્વ તેણે એને વેચાતી લઇ આપ્યાં હતાં. **સીતા** જાણતી હતી કે આ સાધનોથી શિક્ષણ સુલભ થઇ શીખનારને આનંદ ;થશે અને તેની બુદ્ધિને ખીલવવાનું બની શકશે. આવાં સાધનોને સંબંધે કેટલાક ટીકા કરે છે ખરા, એ પણ તે જાણતી હતી. પરંતુ ન્હાનાં બાળકની સ્મરણશક્તિ તથા મનની ક્રિયાના કરતાં પ્રેક્ષણ ક્રિયા 'પ્રથમ વધારે સારી રીતે ચાલે છે; તેમજ તેને સારૂં નરતું પારખવાની ટેવ જેટલી વધારે હોય છે તેટલો વધારે ફાયદો થાય છે. આવાં બાહ્ય સાધનો બાળકોની બુદ્ધિને વિકાસાવવામાં શિક્ષકોને વધારે સહાયભૂત થાય છે. તેથીજ તેણે એવાં સાધનોનો વિશેષ ઉપયોગ કર્યો હતો. આથી નટવરનો ઓરડો એક ન્હાનું સરખું પદાર્થ સંગ્રહાલયજ બન્યો હતો. તેમાંની છબીઓ જોઇ ચંદનની છોકરીઓને કૌતક લાગ્યું. તે જોઇ **સીતા**એ કહ્યું, "જેની આ છબીઓ છે તેમનાં ચરિત્ર ટુંકામાં થોડાં થોડાં લખી રાખ્યાં છે અને જે વચનો તમારી દૃષ્ટિએ પડે છે તે વિશે વાર્તા રૂપે ખુલાસો કરી ન્હાની ન્હાની ચોપડીઓ લખી રાખી છે. તે જો તમે વાંચશો તો આ છબીઓનો શો શો ઉપયોગ છે તે તરત તમે સમજી શકશો. બાળકોને જોવા સારૂ જે છબીઓ લેવી તેમજ જે ચરિત્રો તેમણે વાંચવાનાં તે સારાં જોઇ પારખ કરીને લેવાં જોઇએ. આવાં ચરિત્રો નકામાં લાંબાં લખી

વધારવામાં કાંઇ માલ નથી. ચરિત્રનાયકના ચરિત્રમાંથી મુદ્દાની વાતો વિશે દિગ્દર્શન કરી તેમાં જે વિશેષ હોય, અને જેનું અનુકરણ બાળકોએ કરવું જોઇએ તેનો વિગતવાર ને સ્પષ્ટ રીતે ખુલ્લાસો કરવો જોઇએ."

ચંદન તથા તેની છોકરીઓએ શ્રીરામ, શ્રી કૃષ્ણ, બુદ્ધ દેવ, હરિશ્ચંદ્ર, શિવાજી, વાશિંગટન, ગેરિઓલ્ડી, મેઝિની, ગ્લાડસ્ટન, પૃથુરાજ ચોહાણ, રાણા પ્રતાપસિંહ, અકબર, ચાંદબીબી વગેરેની છબીઓ જોઈ. નટવરે સ્મરણમાં રાખવા જેવી એ મહાન પુરૂષોની ઉક્તિઓ સ્વચ્છ સુવાચ્ય અક્ષરે લખી આરસામાં ટંગાવી મુકી હતી તે પણ મોહિનીએ વાંચ્યાં.

છબીઓ જોઈ ચંદને કહ્યું, "રામચંદ્રજી તો અવતારી પુરૂષ હતા તેથી તેમની છબી રાખી છે તે તો જાણે ઠીક, પણ આ બીજી છબીઓ શા માટે રાખી છે તે હું કાંઇ સમજી શકતી નથી."

આ સાંભળી સીતાએ જવાબ આપ્યો, "બાળકોની આગળ દાખલો જોઇએ, તેમણે જે વચનો રોજ યાદ રાખવાં જાઇએ તે હમેશ તેમની નજર આગળ જોઇએ. કિયા મહાન પુરૂષનો કિયો ગુણ એમણે ધ્યાનમાં રાખી તેનું અનુકરણ કરવું જોઇએ, તેમજ તેમનાં વચનોમાંથી કિયું તત્વ લક્ષમાં રાખવાનું તે તેમને સમજાવું જોઇએ. આ હેતુથી જ આ બધું અહીં રાખ્યું છે. રામચંદ્રજીમાં અનેક ગુણો હતા પરંતુ તેમાં બે મુખ્ય હતા; એક પિતૃભક્તિ અને બીજો એકપત્નીવ્રત. પિતાએ આપેલું વચન પોતે જ આપ્યું હતું એમ માની પોતે વનવાસ કબુલ કીધો પરંતુ પિતાની આજ્ઞાનો ભંગ કીધો નહીં. ઐશ્વર્ય, તારૂણ્ય, સૌંદર્ય સર્વ અનુકૂળ છતાં, શાસ્ત્ર તેમજ રૂઢીની સંમતિ છતાં, પોતાની પત્ની વિશે જે મિથ્યા લોકાપવાદ હતો તેનાથી ન ડરતાં મરતાં લગી તેમણે એક પત્નીવ્રત સચોટ પાળ્યું. પૈસાના મદથી, તારૂણ્યની ભરતીથી અગર સૌંદર્ય-

ના ગર્વથી બેફામ થઈ કેટલાક પુરૂષો પોતાની પત્નીને આપેલાં વચન ઉપર પાણી મુકે છે ને કેટલાંક નજીવાં કારણોથી તેનો ત્યાગ કરે છે. તેમજ કેટલાક સંતતિની પ્રાપ્તિને અર્થે બીજું લગ્ન કરે છે. સ્ત્રીઓમાં જેમ પાતિવ્રત્યનો ગુણ ઉત્તમ લેખાય છે તેમ પુરૂષોમાં પણ એક પત્નીવ્રત ઉત્તમ ગુણ છે. આ ગુણનો મહિમા ઘણો મ્હોટો છે. તેથી તે બાળકોના મન ઉપર ઠસાવવું અતિ અવશ્યનું છે.

હરિશ્ચંદ્રને સંબંધે કથાકારોએ અતિશયોક્તિ કરી છે એમ કદાપિ માની લઇએ તથાપિ એ સત્યપ્રતિજ્ઞ હતા એ વાત તો નિર્વિવાદ છે. ગમે તેટલાં દુઃખો પડે, ગમે તેટલું નુકશાન થાય તો પણ મનુષ્યે સત્યથી ડગવું નહીં અને આપેલું વચન પાળવું એ તેમનું કર્તવ્ય છે. કેટલાક વચન આપવાને તૈયાર થાય છે; પરંતુ તે પાળવું તેમની જીવપર આવે છે. જો સર્વ વાતની અનુકૂળતા હોય તો તેવાં વચનો પાળવામાં કાંઈ પુરુષાર્થ નથી. પોતાના સર્વસ્વનું હરણ થતું હોય તો પણ જે સત્યથી ડગતા નથી અને પોતાનું વચન પાળવામાં પાછી પાની કરતા નથી તે જ ખરા મહાન પુરૂષ છે અને તે જ પૂજ્ય છે. માટે બાળકોએ વચન પાળવાનું મહત્વ અવશ્ય જાણવું જોઇએ. બળાબળનો વિચાર ન કરતાં વચન આપવું એ મૂર્ખાઇ છે એ તેમણે સમજવું જોઇએ. આપણા વચન ઉપર લોકોનો ભરોસો ન હોય તો તે લાંછનાસ્પદ ગણાય, એ પણ તેમણે જાણવું જોઇએ. વચન પાળવા તેમણે હંમેશ તત્પર રહેવું જોઈએ.

શિવાજીને સંબંધે વિચાર કરતાં આ વાત જણાઇ આવે છે. અનેક અડચણો અને મુસીબતો નડી, અનેક સંકટો આવી પડયાં તો પણ તેણે તે ગણકાર્યું નહીં. એટલું જ નહીં પણ તેથી ન ડગતાં તેમાંથી ધીમેથી ડહાપણ વાપરી પાર પડી મરાઠી રાજ્ય સ્થાપવાનો

તેમનો જે મહાન હેતુ હતો તે પાર પડ્યો. મ્હોટાં કામો માત્ર વાતો કર્યાથી થતાં નથી. તેમાં ઘણી અડચણો આવે છે, અનેક મુસીબતો વેઠવી પડે છે. પરંતુ તેથી બ્હીને હાથ પગ ઢીલા કરી બેશી રહેવું એ દુર્બલતાનું લક્ષણ છે. શાંત ચિત્તથી અડચણો દૂર કરવાનું તેમજ મુસીબતોમાંથી પાર પડવાનું સામર્થ્ય હોય તે ઘણું હિતકર છે. બાળકોએ આ પણ સમજવું જોઇએ.

બુદ્ધદેવનો જન્મ રાજકુલમાં થયો હતો, તેમને કોઇ પણ વાતની કમીના નહોતી. તેમના વખતમાં ધર્મનું રમખાણ ઘણું હતું. તે વખતે લોકોમાં ધર્મ સંબંધે જે મત પ્રચલિત હતો તેનાથી એમનો મત ઘણો ભિન્ન હતો. આવી સ્થિતિમાં તે લોકાપવાદથી ડર્યા નહીં. એટલું જ નહીં પણ રાજ્યપદ છોડી દઇ પોતાને જે ખરૂં લાગ્યું તે પ્રમાણે ચાલવાનું તથા લોકોને તેવો ઉપદેશ કરવાનું તેમણે આદર્યું. આ અપ્રતિમ મનોધૈર્ય કહેવાય. આવા મનોધૈર્યવાળા આપણા લોકોમાં હાલ ઘણા જ ઓછા છે. આ ઓછપ ચાલુ રહેશે તો દેશોન્નતિને ધોકો આવશે. માટે એ ઉણાપણું ભરી કાઢવું અત્યંત આવશ્યક છે.

હાલમાં ‘ દેશાભિમાન ’ આ શબ્દનો ધ્વનિ જ્યાં ત્યાં અને અનેક પ્રસંગે સંભળાય છે. જે તે કહે છે કે હું દેશાભિમાની છું. દેશસ્થિતિ કેવી છે તેનો જેમણે કદી વિચાર પણ કર્યો નથી તેઓ પણ પોતે દેશાભિમાની કહેવાય એવી ઇચ્છા રાખે છે. પરંતુ આ દેશની તેત્રીસ કરોડ પ્રજામાંથી ખરા દેશાભિમાની કેટલા છે તે કહેવું મુશ્કિલ છે. લોકોને પસંદ પડે તે જ નિરંતર બોલનાર કાંઇ ખરો દેશાભિમાની કહેવાય નહીં. સાંકડા અને ગાંડા ઘેલા આચાર વિચાર દૂર કરવાનો યત્ન ન કરતાં આંખો મીચી તેમાં જ ઝંપલાવનારા, અગર પોતાના આચાર વિચાર તેટલા સારા અને બીજાના તેટલા ખોટા એવું માન-

નારા, અગર એથી ઉલટું, પારકું તેટલું ઉત્તમ અને આપણું તેટલું ખરાબ એમ માનનારા, અગર હમેશ સરકાર વિરુદ્ધ બોલનારા તે કાંઇ ખરા દેશાભિમાની કહેવાય નહીં. એવા કહેવાતા દેશાભિમાની તો સેંકડો મળી આવશે. એવા લોકો તરફથી દેશનું ખરૂં કલ્યાણ થવાની આશા નથી. આપણને મિશ્રિત ધાતુ નહીં, પણ શુદ્ધ ધાતુ જોઇએ છે. આપણને સારૂં લાગે એટલા માટે આપણી આગળ મીઠી મીઠી વાતો કરે તેવા માણસોની જરૂર નથી. દેશાભિમાનનું બ્હાનું કરીને પોતાનું હિત સાધી લેનાર સ્વકાર્ય સાધુની આપણને આવશ્યકતા નથી. બ્રાહ્મણ તથા બ્રાહ્મણેતર જાતિઓ, તથા હિંદુ, મુસલમાન તથા પારસી એમનામાં પરસ્પર દ્વેષ ઉત્પન્ન કરનારા લોકોની આપણને કિંચિત્ પણ અપેક્ષા નથી. દેશાભિમાની થવું તે કાંઇ હાંસીખેલની વાત નથી. જેમણે દેશાભિમાની હોવાનું માન લેવું હોય તેમણે પ્રથમ દેશની પરિસ્થિતિનું અવલોકન કરવું જોઇએ. તે કેવી હતી, હાલ કેવી છે, અને શું કર્યાથી તે વધારે સારી થશે તે જાણી લઇ, તેવા ઉપાયો સરકારને અગર રૈયતને રૂચે અગર ન રૂચે તો પણ તે યોજવા પ્રવૃત્ત થવું જોઇએ. આ કામમાં ગમે તેવાં સંકટો આવે, પોતાના શરીરને હાની પહોંચે તો પણ તેથી ન ડગમગતાં ઝઝુમ્યાં રહેવું જોઇએ. જે માન્યતાઓ છોકરવાદપણાની છે તેમજ જે અપાયકારક છે તે દૂર કરી યોગ્ય રીતે સુધારો કરનાર તે હોવો જોઇએ. સારાંશ, જે જે અહિતકર તથા અસત્ય તેનો ત્યાગ કરનાર અને જે જે હિતકારક તથા સત્ય તેનો જ અંગિકાર કરનાર હોય તે જ ખરો દેશાભિમાની એમ સમજવું. સત્ય માત્ર આપણા દેશમાં જ છે, અન્ય દેશમાં નથી, અગર તે આપણા દેશમાં નથી ને અન્ય દેશમાં જ છે એમ માનવું ખોટું છે. આ વાત ધ્યાનમાં ન રાખતાં સત્તાધીશને સારૂં લગાડવા ખાતર આ-

પણ સર્વ વાતોનો ઉપહાસ કરનારા, બીજાઓ પાસેથી ગ્રહણ કરવા લાયક ઘણી બાબતો હોવા છતાં કેવળ લોકપ્રિયતા સંપાદન કરવાના હેતુથી જ તે બાબતોનો ઉપહાસ કરનારા કાંઇ ખરા દેશાભિમાની ગણાય નહીં. આ લોકો દેશનું કલ્યાણકર્તા નહીં પણ અકલ્યાણ-કર્તા છે. ઉપલા ગુણો જેમનામાં છે તે જ 'દેશાભિમાની' નામને પાત્ર છે. આવા સાચા દેશાભિમાની ઘણા થોડા મળી આવે છે અને તેઓ જ ખરા પૂજ્ય છે. ઇટલીનો પ્રસિદ્ધ દેશાભિમાની ગેરિબાલ્ડી એમાંનો એક છે. સ્વદેશમાં અધિકારીઓ તરફથી ત્રાસ થવા માંડયો તેને લીધે તેને પોતાના દેશનો ત્યાગ કરવો પડયો. સગાંવહાલાં તેમજ મિત્રો વ-ગેરેને છોડી જવું પડયું. ત્યાં પણ શત્રુઓએ તેને જંપવા દીધો નહીં. તેને ખાવા પીવા વગેરેની પંચાત પડવા લાગી. એની પ્રિયપત્ની મૃત્યુ પામી. જે જે સંકટો મનુષ્ય પર આવી પડી શકે છે તે તે સર્વ એને વીત્યાં. તથાપિ ધૈર્ય ન છોડતાં યોગ્ય તક જોઈ પોતાના દેશના હિતને કાજે તે પોતાનો દેહ અર્પણ કરવા તૈયાર થયો. ગેરિબાલ્ડીના આવા કૃત્યને લીધે લોકો તેને તુચ્છકારી દોષ દેવા લાગ્યા. પરંતુ તેને ન ગણ-કારતાં તેણે દેશસેવા કરી અને સંપત્તિ તથા માન મેળવવાની અનેક તકો એને પ્રાપ્ત થયલી હોવા છતાં તે તેથી અલગ રહ્યો. વિરલા-જ છે આવા દેશહિતકર્તાઓ. ધન્ય છે તે દેશને કે જેમાં આવા મહાન પુરૂષો જન્મે છે. ધન્ય છે તે જનની કે જેમના ઉદરમાં એવાં રત્ન પાકે છે. અને ખરી સૌભાગ્યવતી સ્ત્રી તો તે જ કે જેમના એવા પતિ છે.

મહાન પુરૂષોમાં વાસ કરતા આ ગુણોમાંથી કિયા ગુણો બાળ-કોને ગ્રહણ કરવા લાયક છે તે વિશેના મારા વિચારો મેં તમને જ-ણાવ્યા છે. મોહિનીએ જે વચનો વાંચ્યાં તેનો ભાવાર્થ હવે કાંઇ

વિશેષ સ્પષ્ટ રીતે સમજાવવાની જરૂર નથી. પરંતુ એકાદ બે વચનો વિશે થોડુંક કહું છું. સંત તુકારામના કહેવા પ્રમાણે મહત્તા વેચાતી મળતી નથી. વનવાસથી અગર એકાંતવાસથી પ્રાપ્ત થતી નથી. દ્રવ્ય એનું મૂલ્ય પણ નથી. તે તો મનુષ્યમાં પ્રકૃતિ જ છે. જેનું મન મ્હોટું અને જેની કૃતિ પણ તેવી તે જ શ્રેષ્ઠ. નહીં તો ક્ષણિક બુદ્ધિના અગર ચંચલ વૃત્તિના, અંદર એક, બ્હાર જુદા, અધિકાર અને સંપત્તિથી ઉન્મત્ત, તામસી, કાકદષ્ટિથી બીજાનાં છિદ્ર જોનારા, પણ પોતાના દોષ તરફ આંખમીંચામણાં કરી કાંઇ પણ ન કરનારા લોકો પણ પોતાને મ્હોટામાં ખપાવે છે; અને કેટલાક મૂર્ખ લોકો તેમને શ્રેષ્ઠમાં લેખે છે પણ ખરા. એ કેવો પ્રમાદ !! એ મૂર્ખ લોકના મગજમાં એટલું નથી પેસતું કે જેને આપણે મ્હોટા ગણી માન આપીએ છીએ તેમને આપણાં બાળકો પણ માન આપે છે. ખરો મ્હોટો કોણ, હલકો કોણ, અગર લુચ્ચો કોણ એ વિશે જાતે પારખ કરી બાળકોને વાતમાં જણાવવું તે સારૂં છે. હમણાં જે વચનો મોહિનીએ વાંચ્યાં તેમાં '**न वारिणा शुध्यति चान्तरात्मा**' એ એક વચન છે. આ વચનમાંનું તત્વ કેટલાના મનમાં હશે. સ્નાન કર્યાથી શરીર સ્વચ્છ થાય છે, મન શુદ્ધ થતું નથી. આ વાત જો લોકો એ ધ્યાનમાં રાખી હત તો તેઓ દરેક સ્થળે સ્નાન કરવા દોડત નહીં. આ સંબંધે લોકોનો અભિપ્રાય કાંઇ વિચિત્ર હોવાને લીધે તેઓ સેંકડો રૂપીઆ ખરચી નાખે છે. અને પોતાનાં બાળકોને પણ તેવું જ દષ્ટાંત બેસાડે છે. ભકિતને સંબંધે મહાન ભકતોએ અનેક દષ્ટાંતો આપેલાં છે. એટલે તે સંબંધે વિશેષ કહેવાની જરૂર નથી. ટુંકામાં એટલું જ કે પાસે હોવા છતાં દૂર શોધવા દોડે છે એનો એ શોધમાં પૈસા ખરાબ થાય છે. શરીરને કષ્ટ ભોગવવું પડે છે એ શું આશ્ચર્યની વાત નથી?

તીર્થે ગયાથી જ શુદ્ધ થવાય છે એમ માનવું તે મૂર્ખતાનું લક્ષણુ છે. મન શુદ્ધ કરવાને બાહ્યોપચાર કાંઇ કામના નથી. સરસ્વતી, કાવેરી, ગંગા, ગોદાવરી વગેરે નદીમાં સ્નાન કર્યું એટલે પાવન થવાતું નથી. આત્મા તે જ નદી, સંયમ એ જ જેનો ઓવારો, સત્વ એ જ જેનું ઉદક, સચ્છીલ એજ જેનું તટ અને દયા એજ જેનો ઓટ તે નદીમાં સ્નાન કરો. બીજી નદીઓમાં સ્નાન કર્યાથી અંતરાત્મા શુદ્ધ થતો નથી. આ ઉપદેશ જે મહાન પુરૂષોએ કર્યો છે તે જ ઉપદેશ આપણે બાળકોને કરવો અને તે મુજબ તેમનું વર્તન રખાવવું તે જ યોગ્ય છે. ખરૂં તત્વ ન સમજતાં નકામા ગમે તેવા વિચાર તેમના મનમાં ઠસાવ્યાથી ખરી શુદ્ધિ પ્રાપ્ત ન થતાં તેમનું નુકસાન થવાનો માત્ર સંભવ છે. ”

ઘરમાંની સર્વ વ્યવસ્થા બતાવી સીતા નીચે ગઇ. તેની પાછળ બાકીનાં સર્વે પણ નીચે ગયાં. ચંદનને તથા તેની છોકરીઓને કેટલીક વાતોનું કૌતુક લાગ્યું. ગુલાબને ઘેર કેટલાક દિવસ રહી તેઓ મુંબઇ પાછાં ગયાં. છોકરીઓએ આ સર્વ વાત તેમના પિતાને કહી. ચંદનને જે જે પસંદ પડયું હતું તે તે સઘળું તેણે તેના પતિને કહ્યું. સર્વ હકીકત સાંભળી તેને લાગ્યું કે પોતાની છોકરીઓને જેવું શિક્ષણ મળવું જોઇતું હતું તેવું મળ્યું નથી; પરંતુ આ વિચાર તેને જેટલો જલદી આવ્યો તેટલો જ જલદી ખસી પણ ગયો. ચંચલ વૃત્તિનાં માણસોને આમજ થાય છે.



# પ્રકરણ ૧૭ મું.

## ગુલાબના મનની સ્થિતિમાં ફેરફાર.

**સીતા**નો શિક્ષણક્રમ પૂર્વવત્ ચાલુ જ હતો. ગુલાબના વર્તનમાં હવે પહેલાંના કરતાં ઘણો ફેરફાર થયો હતો. ખાસ કારણ શિવાય તે કદી બહાર જતી નહીં. છોકરાંઓ તરફ તે હવે વધારે ધ્યાન આપતી હતી. તેમના તરફ વધારે પ્રીતિ બતાવતી હતી, અને છોકરાંઓ પણ તેની તરફ વધારે ભાવથી નિહાળતાં હતાં. પોતાના ઉપર છોકરાંની મમતા છે એમ જોઈ તેને વિશેષ સંતોષ થયો. અને આજ સુધી જો આપણે અશિક્ષિત બ્હેનપણીઓની સોબતમાં પડયાં ન હત અને **સીતા** જેવી સચ્છીલ અને સુશિક્ષિત સ્ત્રીનો સહવાસ મૂળથી જ થયો હત તો મારી સ્થિતિ આથી પણ વિશેષ સારી થાત એવી તેના મનની ખાતરી થઇ. પોતાની **સીતા** જોડે મુલાકાત થઈ અને તેનો સહવાસ થયો એજ તે પોતાનું મ્હોટું સદ્‌ભાગ્ય સમજવા લાગી. એને લીધે જ આવા સુદિન મારા જોવામાં આવ્યા. પરંતુ સર્વેને જ **સીતા** જેવી સુજ્ઞ અને સુશીલ શિક્ષણ આપનાર ક્યાંથી મળે? એના જેવી સારી સ્ત્રીઓ તૈયાર થતાં ઘણો વખત જવો જોઇશે. સુશિક્ષિત સ્ત્રીની સંગત નહોતી તે વખતે પોતાની જેવી સ્થિતિ હતી તેવી ઘણી સ્ત્રીઓની થઈ હશે. એવા વિચારો તેના મનમાં ઉદ્‌ભવ પામ્યા અને પોતાની પૂર્વની બ્હેનપણીઓના આચરણને માટે તેને ખેદ થયો. **સીતા**ના સહવાસથી પોતાને સત્વર જ ભાન આવ્યું અને પોતાનું કર્તવ્ય તથા જવાબદારી કેટલી છે

તે તેને સમજાયું તેથી એના મનમાં સંતોષ ઉપજ્યો. પોતે વ્યર્થ કાલક્ષેપ કરવાથી, મઝામાં દિવસ ગુમાવવાથી, કમ અક્કલે વર્તવાથી અગર અસન્માર્ગે ચઢવાથી એકલી આપણી પોતાની જ હાની થાય છે એમ નથી; પણ સાથે આપણાં બાળકો પણ આપણે પગલે ચાલે અને તેથી તેમનું પણ નુકસાન થાય છે એ સિદ્ધાંત એના મનમાં પૂરેપૂરો ઠસ્યો. પોતાના મનમાં ફેરફાર થવાનું મુખ્ય કારણ સીતા છે એ કારણથી એણે સીતાનો ઉપકાર માન્યો અને તેનું અનુકરણ કરવાનો નિશ્ચય કીધો. ખુદ તેના જેવા થવાની તો હવે આશા નથી, તથાપિ તેણે બતાવેલે રસ્તે જઇશું તો કાંઇ પણ આપણે કરી શકીએ તેમ છે એ નિઃસંશય છે એવા વિચારો વારે ઘડીએ તેના મનમાં આવતા હોવાથી દરેક કામમાં એ વધારે લક્ષ આપતી થઇ.

ગુલાબની સ્વભાવ અને વર્તનમાં ફેર પડેલો જોઇ સીતાને પણ સંતોષ થયો. પોતે રહ્યા સમાન ગુલાબને પણ પોતે થોડી ઘણી ઉપયોગી પડી એ વિચારે તેને આનંદિત કરી. છોકરાંઓનો સર્વ ભાર હવે પોતાના એકલા ઉપર ન પડતાં ગુલાબ પણ તેને થોડી ઘણી મદદ કરે છે તેમજ હવે તેનું મન ઘર કામમાં તેમજ પરમાર્થમાં બંને તરફ વળતું જાય છે તે ખુશીની વાત છે. ગુલાબ જો હમેશ આવી જ રીતે ચાલ્યાં કરશે તો છોકરાનું વિશેષ કલ્યાણ થશે, એ વિચાર પણ તેના મનમાં ઉદ્ભવ્યા વિના રહ્યા નહીં.

આવી રીતે કાંઇક દિવસ વીતી ગયા. એક દિવસ સીતાને સ્વપ્ન આવ્યું. તેમાં પોતાનો પતિ તેમજ પુત્ર બંને જીવતા હોઇ તે એને મળ્યા. પોતે પોતાના પતિની સાથે બેશી ઓંકારમાં નર્મદાનો રમણીય દેખાવ જોતી વિશ્રાંતિ લેતી હતી, ને પુત્ર તે દેખાવનું ચિત્ર કાઢતો હતો. નર્મદાનો પ્રવાહ ડુંગરામાંથી નીકળતો હતો. ભાવિક લોકો તેમાં સ્નાન કરતા

હતા. લોકોનાં ટોળેટોળાં બ્રહ્મપુરી, વિષ્ણુપુરી, તથા અમલેશ્વરની આસપાસ મુકામ નાખી પડેલા છે. કેટલાક ‘નર્મદા માતકી જે’ બોલાવતા બોલાવતા આવતા હતા, કેટલાક હોડીમાં બેશી ઓંકારેશ્વરના દર્શને જતા હતા. કેટલાક પાણીમાં દાણા નાખી માછલીઓની મઝા જોતા હતા. આ સર્વ દેખાવ જોવાથી સીતા સ્વપ્નમાં ઘણી આનંદિત થતી હતી. તેટલામાં પોતાના પુત્રનો પગ ઘોડાની રિકાબમાંથી નીકળી જઇને તે જાણે હમણાં જ પાણીમાં સરી જશે કે શું એવી બ્હીક લાગવાથી તે એકદમ ચમકીને જાગી ઉઠી. જાગીને જુવે છે તો ત્યાં કશુંએ નહોતું. નહીં પતિ કે નહીં પુત્ર કે નહીં દેવસ્થાનો. એ સર્વને બદલે પોતાનો રોજનો ઓરડો હતો. તરતજ તેના મનમાં આવ્યું કે મને સ્વપ્ન આવ્યું હશે. આથી તેની મનઃસ્થિતિ એકદમ ઉદાસ થઈ ગઈ અને તેને યોગે તેને ઉંઘ આવી નહી. તેને સ્વપ્ન પર વિશ્વાસ નહોતો. પરંતુ પુત્રનો ચહેરો નજર આગળથી ખસતો નહોતો. પ્રથમ તો તે જરા બીધી. એટલે દીવો સળગાવી તે વાંચવા બેઠી. વાંચવામાં પણ મન લાગ્યું નહીં. નાના પ્રકારની કલ્પનાઓ મનમાં ઉદ્ભવવા લાગી. પતિ તથા પુત્રના વિયોગને ત્રણ વર્ષ થઈ ગયા છતાં તેમનો અદ્યાપિ કાંઈ પણ પત્તો નથી, તેઓ જીવતા હશે કે કેમ, એ વિચાર મનમાં ઉઠવાથી તેનું મન ઘણું દુઃખી થયું. તે શું જીવતા હશે? પોતાને ફરીને મળશે? કે પોતાને જીવતાં સુધી આમ બીજાને આશ્રયે પડી રહેવું પડશે? હવે અહીં રહેવું કે તેમની તપાસ કરવા નીકળી પડવું? તપાસ પણ ક્યાં કરવી? જવું પણ ક્યાં? ગુલાબ બ્હેન આગળ કેવી રીતે વાત કાઢવી? તે કાંઈ જવા દેશે નહીં. અહિં જ પડી રહેવું તે પણ મને હવે પ્રશસ્ત લાગતું નથી. હવે ગુલાબ બ્હેન પોતાના છોકરાંની જાતે

સંભાળ લેતાં થયાં છે એટલે દિવસે દિવસે મારી જરૂર એમને ઓછી થતી જશે. શિવાય હવે ગુલાબબ્હેન પોતાનું તેમજ પોતાનાં છોકરાંનું સર્વ કામકાજ પોતાના હાથમાં લેશે તો તેમને પોતાને તેમજ છોકરાંને પણ ફાયદો થશે. આટલા દિવસ છોકરાંની જવાબદારી મારા પોતાના ઉપર હતી, પણ હવે ગુલાબ બ્હેન તે સમજ્યાં છે. તેમની સ્થિતિ સુધરી છે, અને તે મા છે એટલે સર્વ વ્યવસ્થા તે જાતે કરે તે જ સારૂં એમ સીતાને લાગ્યું. પોતાના મનની સ્થિતિ આજે આવી કેમ થઈ છે તેની તેને સમજ પડી નહીં. પોતાનું મન શાંત કરવાના તેણે ઘણા પ્રયત્નો કર્યા, પરંતુ સર્વ વ્યર્થ. આખરે દીવો હોલવી નાખી તે પથારીમાં પડી ને ઉંઘ આણવાનો તેણે પ્રયત્ન આરંભ્યો. પરંતુ ઉંઘ આવી નહીં, તેમ મનને ચેન પણ પડ્યું નહીં. પથારીમાં આમ તેમ પાસાં ઘસ્યાં કીધાં. આગળ શું કરવું તેનો પણ કાંઇ નિર્ણય થયો નહીં. પોતાના જવાથી ગુલાબ બ્હેન દિલગીર થશે તેમ છોકરાંને પણ ઘણી દિલગીરી થશે. મારો આમ એકદમ જવાનો વિચાર જાણી તેઓ ગમે તેવી કલ્પના પણ કરશે અને જવા દેશે નહીં. માટે જવાની વાત વખત જોઇને જ કાઢવી વગેરે વગેરે વિચાર કરે છે, એટલામાં તેનો રોજનો ઉઠવાનો વખત થયો. એટલે તે ઉઠી પોતાના રોજને ઉદ્યોગે લાગી. પરંતુ આજે તેમાં પણ તેનું મન લાગ્યું નહીં.

સીતાના મનની સ્થિતિ બરાબર નથી એમ ગુલાબને તથા તેનાં છોકરાંને એકાએક લાગ્યું નહીં, પરંતુ બે ચાર દિવસે કાશીએ પોતાની માને કહ્યું, “બા, માશીબાને ઠીક નથી કે શું? જ્યારે પણ એમના ઓરડામાં જાઉં છું ત્યારે તે કાંઇને કાંઇ પણ વિચારમાં હોય તેમ જણાય છે. તેમનો ચ્હેરો પણ ઉતરી ગયેલો દેખાય છે. મને લાગે છે કે તેમને કાંઇ પણ થતું હશે.”

ગુલાબને પણ આવી શંકા આવી હતી. ને તે **સીતાને** પૂછવાની હતી. કાશીએ કહ્યું એટલે તે તરત ઉઠીને **સીતાની** પાસે ગઇ. જરા તરા ઇધર તીધરની વાતો કરી તેણે **સીતાને** પૂછ્યું, " તમારી તબીયત ઠીક ન હોય એમ જણાય છે. "

**સીતાઃ**—" હું કાંઇ માંદી હોઉં એમ મને લાગતું નથી. ".

ગુલાબઃ–" ત્યારે તમારૂં મન સ્વસ્થ નથી એમ મને લાગે છે. "

આ સાંભળી **સીતા** મુંગી થઇ ગઇ. શું કહેવું તે તેને સૂઝ્યું નહીં. આખરે તેણે કહ્યું, " ગુલાબબ્હેન, તમને શું કહું ? મને રોગ-રાઈ કાંઇ નથી. પરંતુ આજ બે ચાર દિવસ થયાં મને કાંઇ ગોઠતું નથી."

" તમને કોઇએ કાંઇ કહ્યું તો નથી ને ? ઘરમાં કોઇએ તમારૂં અપમાન તો કીધું નથી ને ? છોકરાંઓએ તમારી અવજ્ઞા તો નથી કરી ને ? અજાણ્યે મારાથી કાંઇ ભૂલ થઇ ગઇ છે કે શું ? "

" ના, ના, એમાંનું કાંઈ જ નથી. "

" ત્યારે શું તમારા જાણવામાં કાંઇ દુઃખદાયક વાત આવી છે?"

" ના, તેમ પણ નથી. "

" ત્યારે શું છે ? મને કાંઇ કહેવા જેવું નથી ? "

સીતાઃ–" એમ તે કાંઇ હોય ? તમે જો કાંઇ પણ વાત મારાથી ગુપ્ત રાખતાં નથી તો હું શામાટે રાખું ? એમ કરૂં તો તે મુર્ખાઇ ન કહેવાય ? એવું મારી તરફથી કદી પણ થાય નહીં. હમણાં હમણાં મારા મનમાં કાંઇક વિચારો આવ્યાથી મારૂં મન ઘણું બેચેન રહે છે. પહેલાં પણ આવા વિચારો આવતા હતા. પણ આજ બે ચાર દિવસ થયાં કાંઇ મને ગોઠતું નથી. તમને કહું તો તમે દિલગીર થાઓ, તેથી તમારી આગળ વાત કરવી કે નહીં તેના વિચારમાં હું હતી. "

" એવી વાત શી છે ? "

"ગુલાબ બ્હેન, હું તમારે ત્યાં કેવી સ્થિતિમાં આવી તે તમે જાણો છો. આજ ત્રણ વર્ષ થયાં એમની તથા મારા પુત્રની સ્થિતિ શી છે તે મેં જાણ્યું નથી. તેમનો કાંઇ પત્તો લાગતો નથી તેથી મારૂં મન સ્થિર નથી. આજે પત્તો લાગશે, કાલે લાગશે એવી આશામા મેં આટલા દિવસ કાઢ્યા. ગુલાબ બ્હેન, મારૂં કાળજું બળી જાય છે! હું બહારથી આનંદિત દેખાઉં છું. છોકરાં પાસે હોય છે ત્યારે કાંઇક પણ ગમ્મતમાં વખત જાય છે. પરંતુ હું એકલી હોઉં છું ત્યારે નાના પ્રકારના વિચારો મનમાં આવે છે એટલે એકાંતવાસ દુઃસહ થઇ પડે છે. હવે તે બંનેની તપાસને માટે મારે જાતે જ જવું એમ મને લાગે છે."

આ હકીકત સાંભળી ગુલાબને લાગ્યું કે સીતાના મનની સ્થિતિ આવી થઇ છે એટલે તે હવે ઘણે ભાગે અહીંથી જલદી જશે, આ વિચાર આવતાં તેના પેટમાં ધ્રાસ્કો પડ્યો. સીતાના જવાથી પોતાનો મોટો આધાર જતો રહેશે અને પછી સર્વ બોજો પોતાના એકલીના ઉપર પડશે તો પોતાનું શું થશે એ વિચારમાં તે પડી. તેટલામાં સીતાએ પૂછ્યું, "ગુલાબબ્હેન, તમે કાંઇ વિચારમાં પડી ગયાં હો. એમ લાગે છે."

ગુલાબઃ—" વિચાર બીજો શો હોય? તમારો જવાનો વિચાર છોકરાં જાણશે તો તેમને ચેહેન પડવાનું નથી. તેમની વ્યવસ્થા તમારા જેવી મારાથી રખાશે નહીં એમ મને લાગે છે. તમે હતાં ત્યારે મને કોઇ પણ વાતની ફિકર નહોતી. તમારાથી મને ઘણી નિરાંત હતી. મારે ત્યાં કાંઇ પણ પ્રસંગ આવશે તો મારી સોબતણો આવશે, મારા મ્હોંપર મને સારૂં લગાડવાને સારૂં બોલનારાં ઘણાં નીકળશે, પરંતુ તમારા જેવી મારી ખરી હિતચિંતક તેમજ શું કર્યાથી મારૂં સારૂં થશે

એ જાણનારી મળશે નહીં. તમે મારે ત્યાં આવ્યાં તેથી વખતસર ચેતી ગઇ. તમે જો આવ્યાં ન હત તો હું બીજીઓ જેમ નચાવત તેમ નાચી બધા પૈસા ઉડાવી દેત. અને કદાચિત આખરે મારે તેમજ મારાં સંતાનોને ભીખ માગવા જેવો વખત આવી પડત. એ પ્રસંગ તમારે લીધે ટળ્યો એમ મારૂં માનવું છે. હવે છોકરાંઓને જોઇને મને માત્ર ખુશી થાય છે એટલું જ નહીં, પણ તેથી મઝા પડી તેમનો બીજો ઉપયોગ પણ થાય છે. હિસાબ વગેરે રાખવામાં તેમજ બીજા હરેક ગૃહકૃત્યમાં કાશીની મને ઘણીજ મદદ મળે છે. નટવર અગાઉ ઘણો મસ્તીખોર અને ઉછાંછળો હતો, તે પણ હવે ઘણો સુધરી ગયો છે. મારી મરજી સંપાદન કરવી, તેમજ જે વાત મને અપ્રિય તે ન કરવી એ પોતાનું કર્તવ્ય છે એમ તે સમજવા લાગ્યો છે. આ સર્વ તમારા શ્રમનું ફળ છે. તમને જવા દઉં તો મારૂં શું થશે ને જવાની ના કહું તેમ પણ બની શકે એમ નથી; તેથી તેમને શો જવાબ દેવો તેના વિચારમાં છું. ”

**સીતાઃ**—“ ગુલાબબ્હેન, મેં જે કાંઇ કર્યું છે તે વિશે હાલ કાંઈ વાત કરવાની જરૂર નથી. તમને જે પ્રમાણે દિલગીરી થાય છે તે પ્રમાણે મને પણ થાય છે. પરંતુ મેં જેને જન્મ આપ્યો તે છોકરાનો તથા જેમણે મને શિક્ષણ આપી મારી સર્વ વાતે સંભાળ રાખી તેમનો શોધ કરવા ના જવું તે શું મનને દુઃખી કરવાનું કારણ નથી ? વારૂ, જો જાઉં તો જેને મેં મારાં પેટનાં છોકરાં જેવાં ગણી શિક્ષણ આપ્યું તેમને તેમજ મારી પડતીની વખતે જે મને ઉપયોગી પડ્યું તેના ઋણમાંથી મુક્ત ન થતાં તેમને છોડી જવું પડે છે તેથી મારૂં મન દ્વિધા થાય છે. હું એકલી પડું છું ત્યારે મારૂં મન આખો દિવસ મારા પુત્રને ઝંખ્યાં કરે છે. તમારાં છોકરાંને દેખું છું

ત્યારે મન તેમની તરફ દોડે છે. મારી સ્થિતિ હાલ આવી ચમત્કારિક થઇ છે. પણ વળી પાછો વિચાર આવે છે કે તમારે ત્યાં પણ કેટલા દિવસ સુધી પડી રહેવું. હું જાઉં એવી તમારી ઇચ્છા નથી એ વાત ખરી, પણ મારે મારો વિચાર પણ કરવો જરૂરનો છે મારી જરૂર તમને હવે ઘણું તો વર્ષ બે વર્ષ સુધી લાગશે. પરંતુ હવે હું તેટલા દિવસ અહીં રહી શકીશ એમ મને લાગતું નથી. છોકરાંઓ હવે સમજણાં થતાં જાય છે. તેમ જ તમે પણ તમારૂં હિત અહિત સમજો છો. તમારા એકલા પર સઘળો ભાર પડે છે એમ લાગવાથી પ્રથમ પ્રથમ તમને વસમું લાગશે; પરંતુ ટેવ પડશે એટલે એમાં કાંઈ વિશેષ નથી એમજ તમને જણાશે. છોકરાંઓના સંગોપનનું તમારૂં કામ તમે કરો તે જ યોગ્ય કહેવાય. ”

ગુલાબ:—“તમને શો જવાબ આપવો તે કાંઇ મને સૂઝતું નથી. તથાપિ મને લાગે છે કે તમારા પતિની તથા પુત્રની ફરીને એકવાર તપાસ કરાવી જોઇએ. અને પછી તમારે જેમ કરવું હોય તેમ કરજો. મને આ રસ્તો વધારે ઠીક લાગે છે. ”

આ સાંભળી સીતાને હા કહેવાની ફરજ પડી. પોતે આટલા દિવસ સુધી રહી તો હવે થોડા માટે ગુલાબનું મન ખાટું કરવું તેને દુરસ્ત લાગ્યું નહીં. પરંતુ એનું સર્વ મન પતિ તથા પુત્ર તરફ હતું.

ગુલાબે વિનાયકરાવ દાક્તરની મારફત ઘણી જગાએ તપાસ કરાવી. બે ચાર મહિના થઈ ગયા તોપણ તેમનો કાંઈ પત્તો લાગ્યો નહીં. તેથી ગુલાબ ઘણી દિલગીર થઈ ગઇ. કોઇ જગાએ પત્તો લાગતો નથી એ વાત સીતાને કહેતાં એને કંઠે પ્રાણ આવ્યા. મનની આવી સ્થિતિ થવાને લીધે શું કરવું તે વિશે તેને કાંઈ પણ સમજણ પડી નહીં. કાંઇક દિવસ વ્યતીત થયા પછી એક દિવસ

વિનાયકરાવ 'મેન્ચેસ્ટર ગાર્ડિયન' પત્ર વાંચતા હતા. તેમાં મોહનલાલ 'હિન્દુસ્તાનની રાજ્યવ્યવસ્થા અને તેમાં જરૂરના સુધારા' અને તેમનો પુત્ર 'અશોકના લેખો' એ વિષય ઉપર ભાષણ આપનાર છે એવી જાહેર ખબર તેમના વાંચવામાં આવી. પ્રથમ તો એમાં તેમને કાંઈ વિશેષ લાગ્યું નહીં. બાપ અને દીકરો એમ બંને જણ ઈંગ્લંડ ગયા છે એ કોણ હશે એ વિશે તેમણે થોડાક વખત સુધી વિચાર કર્યાં કીધો; પરંતુ એ સંબંધે તેમણે કોઇ ઠેકાણે કાંઇ વાંચેલું કે સાંભળેલું કાંઈજ યાદ આવ્યું નહીં. બીજા અઠવાડીઆમાં તેમના ભાષણોનો સાર તેમના વાંચવામાં આવ્યો. તેથી તેમને એમ લાગ્યું કે જેની તપાસમાં ગુલાબ છે તે તો એ વ્યક્તિઓ નહીં હોય? તેથી તેમણે તે લેખો ફરી ફરીને વાંચ્યા, અને તેમને તે ઉપરથી એમ લાગ્યું કે એ વ્યક્તિઓ તે જ હશે. તેથી તે વર્તમાનપત્ર લઇને દાક્તર ગુલાબને ત્યાં ગયા. આ વખતે ગુલાબ **સી**તાના ઓરડામાં હતી. વિનાયકરાવને આવેલા જાણી ગુલાબ તરત આગલા ઓરડામાં આવી. વિનાયકરાવે કહેલી વાત સાંભળી પ્રથમ તો તેને ઘણી ખુશી થઈ. પરંતુ કાંઇક શંકા આવી, તેનો ખુલાસો **સી**તાને પૂછ્યા સિવાય થવાનો નથી, એ વિચારથી તે ઉદાસ થઇ. કારણ, ખાતરીલાયક તપાસ લાગ્યા સિવાય **સી**તાની આગળ વાત કરી તેને દુઃખી કરવી નહીં એવો એનો વિચાર હતો. પરંતુ **સી**તાને પૂછ્યા સિવાય છૂટકો જ નહોતો તેથી તે અને વિનાયકરાવ બંને **સી**તાની પાસે ગયાં. આ વખતે **સી**તા ભગવદ્ગીતા ઉપરની ટીકાનું એક પુસ્તક વાંચતી હતી. ગુલાબને તથા વિનાયકરાવને આવતાં જોઇ તેણે પુસ્તક બાજુ પર મુકી દીધું. વિનાયકરાવના આવવાનું કારણ તે જાણતી ન હોવાથી તેને આશ્ચર્ય લાગ્યું, અને તેથી તેણે ગુલાબને પૂછ્યું, "આપણે

ત્યાં કોઈ માંદું છે? દાક્તર સાહેબ આ વખતે કેમ આવ્યા છે!"

આ સાંભળી વિનાયકરાવ બોલ્યા, "આજે હું કોઈને જોવા આવ્યો નથી. મારે તમને કાંઇક હકીકત પૂછવી છે તેથી હું ખાસ આવ્યો છું."

વિનાયકરાવનો આ જવાબ સાંભળી સીતા સ્વસ્થ બેઠી. એના મનમાં અનેક તર્કવિતર્ક થવા લાગ્યા. વિનાયકરાવ જે માહિતી પૂછવાના છે તે મારા પતિ તથા પુત્ર વિશે તો નહીં હોય? પણ એ કેમ બને? તેમને એ માહિતીની શી જરૂર? એવા વિચારમાં તે હતી તેટલામાં વિનાયકરાવે તેને સર્વ હકીકત કહેવા કહ્યું. તેણે તે સર્વ ઇત્થંભૂત તેમને કહી. આ ઉપરથી દાક્તરની ખાતરી થઇ કે આજ ચાર મહિના થયાં ગુલાબ જેમની શોધમાં છે તે જીવતા હોય ઈંગ્લંડમાં છે. તે ઉપરથી તેમણે ગજવામાંથી વર્તમાનપત્ર કાઢી સીતાને આપ્યું. તે સીતાએ હાથમાં લીધું. પરંતુ તેના હાથ ધ્રુજવા લાગ્યા, ને છાતી ધબકવા માંડી. ચહેરો ફિક્કો પડી ગયો. સર્વ અંગ પરસેવે ન્હાઇ ગયું. આ વર્તમાનપત્રમાંથી શું નીકળશે? દાક્તરે ચીપી ચીપીને પ્રશ્નો પૂછ્યા. તેથી તેમણે મારા પુત્રને સંબંધે કાંઇ વિલક્ષણ ખબર જાણી તો નહિં હોય? પરંતુ તેવું કાંઇ તેમના ચહેરા પરથી જણાતું તો નથી. ત્યારે મારા મનમાં આવી ધાસ્તી કેમ લાગે છે. કાંઈ સારા સમાચાર હત તો તે જાતે જ કહી દેત, વર્તમાનપત્ર હાથમાં આપત નહીં. આવા આવા વિચારોથી સીતાનું મન ઘોંટાળાઈ ગયું, અને આંખે અંધારાં આવ્યાં. એના મનમાં જે ભાંગફોડ થતી હતી તેની દાક્તરને અગર ગુલાબને ખબર પડી નહીં. તથાપિ સીતા ગમગીન થઇ છે એટલું તો તેમના લક્ષમાં આવ્યા વિના રહ્યું નહીં. બેમાંથી કોઇ કાંઈ જ બોલ્યું નહીં. ભાષણનો સાર વાંચતાં

વાંચતાં સીતાના ચહેરા પર ટવટવી આવી. પરંતુ પુનઃ પુનઃ શંકા આવવાથી તે નિસ્તેજ પણ દેખાતો. મારૂં ભાગ્ય આવું ક્યાંથી હોય? હું સ્વપ્ન તો જોતી નથી ? પણ હું જાગતી છું એટલે એવી શંકા આણવાને કાંઇ કારણ નથી. મેં આ જે વાંચ્યું છે તે જો ખરૂં હશે તો મારો પુત્ર અને મારા પતિ બંને હયાત છે એમાં કાંઇ શંકા નથી. આ વિચારથી તેને અત્યંત આનંદ થયો. હવે મારી અને તેમની મુલાકાત કેવી રીતે થશે ? ગમે તેવી પણ હું અબલા એટલે દૂર સુધીની મુસાફરી કેવી રીતે થશે ? એમ કરતાં પણ જાઉં પણ તેઓ ત્યાં જ રહેશે એમ થોડું જ છે. તે તો બધે ફરતા રહેતા હશે. જેવી રીતે તેમની તપાસ કરી હું થાકી નિરાશ થઇ, તે જ પ્રમાણે તેમની સ્થિતિ પણ કેમ નહીં થઇ હોય ? તેમની પાસે જવાની ઇચ્છા કરૂં તોપણ પંદર વીસ દિવસ તો જોઇએ. દિવસે દિવસે મારી પ્રકૃતિ ક્ષીણ થતી જાય છે, તેથી દરીઓ લાગે તો તે વધારે નબળી પડે. છતાં પણ મારો હેતુ સિદ્ધ થશે જ એનો શો ભરોસો ? આવા સર્વ વિચારોથી એનું મન વ્યગ્ર થયું. એણે ફરીને વર્તમાનપત્ર વાંચ્યું. બધી હકીકત મળતી આવ્યાથી તેની પક્કી ખાતરી થઇ કે તેઓ એ જ છે. એના પુત્રના અશોકના લેખ વિશે જે વિચારો હતા તે જ વિચારો આ ભાષણમાં હતા. પછી પેપર બાજુ પર મુકી તેણે દાક્તરને કહ્યું: " દાક્તર સાહેબ, આપનો આભાર મારે પહેલાં જ માનવો જોઇતો હતો, પણ હવે માનું છું તેની મને ક્ષમા કરજો. મારા મનમાં નાના પ્રકારના વિચારો ઉદ્‌ભવ્યાથી મારૂં મન ગભરાઈ ગયું હતું. ગુલાબબ્હેને આજ ચાર મહિના થયાં તપાસ માટે પ્રયત્ન કર્યા છે તેથી તેમની પણ હું સર્વાંશે ઋણી છું. તમે પણ તેમને મદદ કરી અને આ આનંદના સમાચાર લાવ્યા તેથી તમારો પણ મારા ઉપર મહદુપકાર થયો છે."

**વિનાયકરાવ**:—"તમારે મારો ઉપકાર માનવો હોય તો ભલે માનો તેની વચમાં મારે આવવાનું કાંઈ કારણ નથી. માત્ર એટલું ખરૂં કે આમાં મેં કાંઇ પણ કર્યું નથી. તેમ જ મને જરા પણ શ્રમ પડયો નથી. જેમને વિશે તમને ફિકર હતી; તેઓ હયાત હોઇ સારા છે એમ સાંભળી મને ઘણો સંતોષ થયો છે, અને ગુલાબબ્હેનને પણ તેટલો જ થયો હશે."

**ગુલાબ**:—"દાક્તર સાહેબ, મને કેટલો સંતોષ થયો છે તે તો મારૂં મન જ જાણે છે. સીતાબ્હેન પેપર વાંચી નિઃશબ્દ થયાં ત્યારે મારો જીવ તાળવે ટંગાયો હતો. એ શું કહે છે તે તરફ જ મારૂં ધ્યાન હતું. એમના મુખ ઉપર આનંદની છાયા દેખાઇ ત્યારે મારા મનમાં પણ અવર્ણનીય આનંદ થયો."

**સીતા**:—"ગુલાબબ્હેન, તમને મારે લીધે ઘણી તસ્દી પડી છે, ને તેથી હું ઘણી દિલગીર છું."

**ગુલાબ**:—"મને કાંઇ જ શ્રમ પડયો નથી. હમણાં જેમ આનંદકારક વાત સાંભળી તે જ પ્રમાણે હવે પરમેશ્વરની કૃપાથી તમારાં વ્હાલાંનો ને તમારો જલદી મેળાપ થાય, અને તે સર્વેની સાથે તમે મારે ત્યાં થોડા દિવસ રહી પછી જાઓ એટલી જ મારી ઇચ્છા છે."

આ શબ્દો સાંભળી સીતાની આંખો અશ્રુપૂર્ણ થઇ ગઇ. આવો યોગ જે દિવસે આવશે તે સુદિન એમ સમજી તે સ્વસ્થ રહી. દાક્તર અને ગુલાબ પોતપોતાને કામે ગયા પછી સીતા એકલી પોતાના ઓરડામાં રહી. પેલું વર્તમાનપત્ર તેણે વારંવાર વાંચ્યું, અને હવે આગળ શું કરવું તેનો તેણે વિચાર આરંભ્યો. ગુલાબ બ્હેનની રજા લઇ પોતે ઇંગ્લંડ જવું એવો તેણે આખરે નિશ્ચય કર્યો. હવે

વિશેષ સમય સુધી પોતાનાથી વિયોગ સહન કરી શકાશે નહીં તેમ જ પોતે જે કૃત્ય આદરે છે તે પોતાનું કર્તવ્ય જ છે એમ સમજી તેણે દૂરને પ્રવાસે જવાની હિંમત બીડી. કાલક્ષેપ થયાથી કદાચિત્ વિચાર બદલાઈ જાય એમ ધારી તે તરત ગુલાબને કહેવા નીચે ઉતરી. એ આવી ત્યારે ગુલાબ ન્હાઇ પૂજા કરવામાં ગુંથાયલી હતી, તેથી સીતાએ તરત વાત છેડી નહીં. બપોરે યોગ્ય લાગ જોઇ તેણે ગુલાબની આગળ વાત કાઢી. ગુલાબે અનેક પ્રકારે તેને સમજાવી. પણ એણે એક જ વાત પકડી રાખી કે મેં સર્વ વાતનો વિચાર કરી છેવટનો નિશ્ચય કર્યો છે. હવે હું તમારી આગળ ખોળો પાથરી માગી લઉં છું કે તમે મને જવાની પરવાનગી આપો. મારી જોડે જે બ્રાહ્મણ આવ્યો હતો તે સાથે આવવાને તૈયાર છે. એટલા ખરચનું સાધન પણ મારી પાસે છે. ક્યાં જવું, કેમ રહેવું વગેરેની મને બધી ખબર છે, અને જે પરમેશ્વરે મને આ સુદિન બતાવ્યો છે, તે જ મને અડચણની વખતે સાહાય્ય કરશે એવો મને પાકો વિશ્વાસ છે. લાંબો પ્રવાસ કરવાની તેમજ અનેક અડચણો સોસવાની મને ટેવ છે. એટલે આ પ્રવાસ તમને જેટલો ભયંકર લાગે છે તેટલો મને લાગતો નથી. મને જે દિલગીરી થાય છે તે માત્ર એટલી જ કે છોકરાંઓના શિક્ષણનું કામ હું પૂરૂં કરી શકી નહીં. તમારાં છોકરાંને શિક્ષણ આપવાની પ્રથમ ફરજ તમારી છે. અને તમારા પછી હું. તમે હવે દેખરેખ રાખવા માંડી છે એટલે મારી જવાબદારી ઓછી થઇ છે. આ સર્વ વાતનો વિચાર કરીને જ મેં જવાનું નક્કી કર્યું છે."

સીતાનો આવો નિશ્ચય જોઈ ગુલાબનું કાંઇ ચાલ્યું નહીં. પતિ તથા પુત્રને માટે સીતાની જેવી સ્થિતિ થઇ હતી તે સ્થિતિમાં તેને પોતાને ત્યાં રહેવા કહેવું પ્રશસ્ત નહોતું. શિવાય, સીતાએ વિચારપૂર્વક

જે સંકલ્પ કીધો છે તે તે ફેરવશે નહીં એવો તેની સાથેના ત્રણ વર્ષના સહવાસથી ગુલાબને પૂરો અનુભવ હતો, તેથી તેણે ટુંકામાંજ કહ્યું: "ઠીક છે, જેવી તમારી મરજી."

માસીબા હવે થોડા દિવસમાં જવાનાં છે એમ જાણી છોકરાંઓને ઘણી દિલગીરી થઈ. નટવરે પોતાની માને પૂછ્યું, "માશીબા હવે પાછાં આવશે જ નહીં કે ? તને કાંઇ હરકત ન હોય તો હું તેમની સાથે જાઉં."

કાશી:—"બા, તેં એમને રહેવાનું ન કહ્યું ? તેં એમને આગ્રહ કર્યો હત તો એ રહેત. કારણ, એમનાથી શરમ છંડાતી નથી."

ગુલાબ:—"અહીં રહેવા વિશે મેં એમને મારાથી બન્યું તેટલું કહ્યું. હવે તેમને રહેવાનો આગ્રહ કરવો નકામો છે."

નટવર:—"હું જઇને માશીબાને કહીશ. તે મારૂં કહ્યું જરૂર માનશે ને જવાનો વિચાર ફેરવશે."

એમ કહી નટવર સીતાના ઓરડામાં ગયો. એ ત્યાં ગયો ત્યારે સીતા કાગળ લખતી હતી તેથી એ ગુપચુપ બાજુ પર ઉભો રહ્યો. નટવર તરફ સીતાની નજર ગઇ એટલે તેણે હાથમાંથી કલમ મુકી દઇ નટવરને પૂછ્યું, "નટુ, તારૂં લેસન થયું કે ?"

નટવર મુંગો રહ્યો, કાંઇ જ બોલ્યો નહીં, એટલે સીતાએ કહ્યું: "નટુ, તને કોઇ વઢયું કે ? તારૂં લેસન તૈયાર નથી થયું ?"

નટવરે ગળગળે અવાજે કહ્યું; "માશીબા, મને કોઇએ કાંઇ કહ્યું નથી. પરંતુ આજે મારૂં ચિત્ત લેસનમાં લાગતું નથી."

"કેમ વારૂ ?"

"બાએ કહ્યું કે તમે ઘણે દૂર જવાનાં છો અને કમુ કહે છે કે તમે પાછાં આવવાનાં નથી. માશીબા, તમારા ગયા પછી અમને કોણ

શીખવશે? તમે કોઇ દિવસ પણ પાછાં નહી આવો? તમે રહેશો જ નહીં તો હું તમારી સાથે આવીશ-કાશી અને કમુ બાની પાસે રહેશે."

નટવરનું આ બોલવું સાંભળી સીતાનું હૈયું ભરાઈ આવ્યું અને આંખો અશ્રુપૂર્ણ થઈ. તે જોઇ નટવરે પણ રડી દીધું. નટવરને કેવી રીતે સમજાવવો તે તેને સૂઝયું નહીં. નટવરની આંખો પોતાના લુગડાને છેડે લૂંછી તેનો વાંસો પંપાળી પોતાની પાસે બેસાડયો. તેની તરફ જોતાં સીતાના મનમાં કાંઇ ચમત્કારિક કલ્પનાઓ આવી. જે છોકરાનો મારા પર આટલો બધો પ્રેમ છે તેમજ પેટના છોકરા જેટલી તેના પર મારી મમતા છે તેનો હવે જલદી વિયોગ થશે, ફરી મળાશે કે નહીં તેનો સંશય છે વગેરે વિચારો મનમાં આવ્યાથી તેના મનને અતિશય કલેશ થયો. પોતાનું મન શાંત કરી તેણે નટવરને પણ ઠંડો પાડયો અને પાસે બેસાડી કહ્યું, "નટુ, હું તને મુકીને જાત નહીં, પણ મારે જવાની ઘણી જરૂર છે તેથી જ જાઉં છું." વગેરે વગેરે અનેક વાતો કહી તેને સમજાવ્યો.

ચાર પાંચ દિવસ વચમાં ગયા પછી સીતાએ જવાની તૈયારી કરી. તેનો જવાનો દિવસ પાસે આવતો ગયો તેમ તેમ ઘરમાં સર્વેને દિલગીરી થવા માંડી. કોઇને કાંઇ સૂઝે નહીં. આખરે જવાનો દિવસ પણ આવી પહોંચ્યો. જમી પરવારી સીતા પોતાનો સામાન વગેરે બાંધી તૈયાર થઇ. ગાડીની વાટ જોતી બેઠી; એમ કરતાં ગાડી પણ આવીને બારણે ઉભી રહી. ઘરમાં એકસરખી ધાંધલ શરૂ થઇ. જે સ્ત્રીઓ હમેશ ત્યાં આવતી હતી તેમને મળી સીતા ગુલાબની રજા લેવા ગઇ. અને બોલી, "હું જાઉં છું. છોકરાંઓને સંભાળજો." આટલું બોલતાં તેનાથી રડી દેવાયું. ગુલાબે પોતાનાં આંસુ રોકી રાખ્યાં અને ધીમેથી બોલી; "હું કોણ સંભાળનાર? તેમની સંભાળ

રાખનાર ઈશ્વર છે. તમારો અહીંનાં અન્નપાણીનો ઋણાનુબંધ પૂરો થયો. હવે આપણે પાછાં મળીશું ત્યારે. પણ હવે ક્યારે મળીશું? તમે કાંઇ કારણસર અહીં આવ્યાં હતાં. તમારો ઉપકાર હું વાળી શકી નહીં. તમને મારી તરફનું જે સુખ મળવું જોઇતું હતું તે મળ્યું નહીં. આથી મને વારેઘડીએ ખેદ થાય છે. પરંતુ હવે ઇલાજ શો? તમે છોકરાંને સંભારતાં રહેજો. તમે ઘણે દૂરને પલ્લે જાઓ છો, પણ વખતોવખત પત્ર લખી અમારી ખબર લેતાં રહેજો."

કોઇ પણ મનુષ્ય પ્રવાસે જવા નીકળે ત્યારે કોઇએ રડવું નહીં એવી માન્યતાને લીધે ગુલાબે પોતાનું રડવું ઘણી મુશ્કેલીથી દાબી રાખ્યું હતું. પરંતુ છેવટની વખતે વાત કરતાં એકદમ તેનાથી રડી દેવાયું. છોકરાં પણ રડી પડયાં. સીતાથી પણ કાંઇ બોલી શકાયું નહીં. આખરે નટવરને તથા છોકરીઓને પાસે લઇ શાંત કરી મન સખત કરી તેણે ગુલાબને કહ્યું, "ગુલાબબ્હેન, તમારા ઉપકાર વિશે વારે ઘડીએ કહેવું તે ઠીક નહીં. જરૂરની વખતે પોતાનાં જ પોતાનાને પૂછતાં નથી. પરોણો આવે તો પણ તે બે કે ત્રણ દિવસનો એમ કહેવાય છે. પરંતુ તમે મને સગી બહેનના કરતાં પણ વધારે કર્યું છે. એક બે દિવસ નહીં, પણ સતત ત્રણ વર્ષ સુધી તમે મારી સંભાળ લીધી તેથી તમારો ઉપકાર કેટલો? જ્યાં સુધી આ ખોળીઆમાં પ્રાણ છે ત્યાં સુધી તમારા ઉપકારની યાદ ભૂલાવાની નથી. વધારે કહેવાનું આ સ્થળ નથી તેમ કાળ પણ નથી. હવે આપણો મેળાપ ફરીને થશે જ એમ કહી શકાય એમ નથી. કારણ, હું કાંઇક અંશે પરાધીન છું. હું દૂર જાઉં તો છું પણ મારૂં મન અહીં છે એ તમે ખાતરીથી માનજો. થોડે થોડે દિવસે હું તમને પત્રદ્વારા મળતી રહીશ. એમાં જરા પણ અંતર પડવા દઇશ નહીં. હું જાઉં છું તેમાં તમને

સ્વાભાવિક રીતે દુઃખ લાગે. તમે તમારૂં કર્તવ્ય કરતાં રહેશો તો જેમ જેમ કાળ વીતતો જશે તેમ તેમ તમે છોકરાંની સાથે સુખી થશો. સાંપ્રતના કાળ વિશે વિચાર કરતાં પુરૂષોના કરતાં સ્ત્રીઓ ઉપર વિશેષ જવાબદારી છે. છોકરાંનું તથા તેને લીધે દેશનું હિત ઘણે ભાગે સ્ત્રીઓના આચરણ ઉપર અવલંબેલું છે. એક તરફી સુધારો ઉપયોગી નથી. એકલા પુરૂષો જ સુધરે તો તેથી કાંઈ વિશેષ ઉપયોગ થવાનો નથી. પુરૂશોની સાથે સાથે સ્ત્રીઓની પણ ઉન્નતિ થવી જોઇએ. આપણી સ્ત્રીઓને અજ્ઞાને ગ્રાસેલી છે. એ અજ્ઞાન દૂર કરવું ઘણું મોટું કામ છે. તમે તમારાં છોકરાંને જ શિક્ષણ આપશો તો તેટલાથી જ કાંઈ કામ સરવાનું નથી. તમારામાં જેવી જાગૃતિ ઉત્પન્ન થઇ છે તેવી આડોશી પાડોશીની સ્ત્રીઓમાં પણ થવી જોઇએ. તમારા આચરણનું તેમણે અનુકરણ કરવું જોઇએ. તેઓ તમારૂં અનુકરણ કરે એટલા સારૂ તમારૂં વર્તન શુદ્ધ અને સરળ હોવું જોઇએ. આમ થવું પેહેલું નથી. પરંતુ સ્થિરપણે, ડાહ્યાપણથી તથા નિશ્ચયથી તમે કામ લેશો તો તથા તે પ્રમાણે છોકરાં પાસે કરાવશો તો તમને મુશ્કિલ લાગશે નહીં; ઉલટો આનંદ થશે. વારૂ, હવે હું જાઉં છું."

આટલું બોલી સીતાએ બુલાબની રજા લીધી. પરંતુ તે છોકરાંની તરફ ફરી ત્યારે તેનું હૈયું ભરાઈ આવ્યું ને તેનાથી કાંઇ બોલાયું નહીં. સીતાએ ચોગરદમ જોઇ ફરી ફરીને સર્વેની રજા લીધી. પરંતુ પોતે હાથમાં લીધેલું કામ અધુરૂં મુકી જવું પડયું તેથી ઘરમાંથી નીકળવાને તેનો પગ ઉપડયો નહીં. આખરે ગાડીવાળાએ કંટાળીને બુમો પાડી ત્યારે લાચારીએ સીતા બ્હાર નીકળી ગાડીમાં જઇ બેઠી. તરત ગાડી ચાલી. ગાડી જ્યાં સુધી દેખાઇ ત્યાં સુધી છોકરાંઓ તેની તરફ જોઇ રહ્યાં.

સીતા મુંબઇ જઇ ત્યાંથી ઈંગ્લાંડ કેવીરીતે ગઇ, રસ્તામાં એક યુરોપીઅન સભ્ય સ્ત્રી જોડે કેવી રીતે ઓળખાણ થઈ, તેનો એને કેટલો ઉપયોગ થયો, ફ્રાન્સથી ઈંગ્લંડ કેવી રીતે ગઇ, ત્યાં ગયા પછી તેને કેટલી તપાસ કરવી પડી, તેમ કેટકેટલી મુસીબતો વેઠવી પડી, કેટલી વખત એની નિરાશા થઈ અને આખરે પુત્રની અને પતિની મેંચેસ્ટરમાં કેવી રીતે મુલાકાત થઇ, ચાર વર્ષે પોતાનાં વ્હાલાંને મળ્યાથી તેને કેટલો આનંદ થયો, આગળ પોતાના પુત્ર તથા પતિની સાથે અનેક દેશો જોતાં જોતાં હિંદુસ્તાનમાં પાછી કેવી રીતે આવી વગેરે વગેરે વિસ્તારથી કહેવાની અગત્ય નથી. તેઓ હિંદુસ્તાન આવી મુંબઈમાં રહ્યાં. ત્યાં આવી સીના કાંઇ નિરાંતે બેઠી નહી. ગૃહશિક્ષણ, બાલસંગોપન અને સ્ત્રીઓને માટે ઉપયોગી અન્ય પ્રકારના શિક્ષણો સંબધે સ્ત્રીઓને પરિચિત કરી તે વિશે જ્ઞાન આપવાની એક સંસ્થા ઉભી કરી કાલક્ષયે આ સંસ્થા લોકોપયોગિતામાં વધતી ગઈ, સુદૃઢ થતી ગઈ. અને એણે અનેક સાંસારિક બાબતો હાથમાં લઇ પોતાનું અસ્તિત્વ સમાજમાં કબુલ કરાવ્યું.

ગુલાબના ગૃહમાં સીનાના જવાથી થોડા દિવસ સુધી કાંઇક નિર્જીવતા દેખાઇ. ગુલાબને તથા તેનાં સંતાનોને થોડા દિવસ સુધી ગોઠ્યું નહી. પરંતુ સીતાએ બતાવેલી દિશામાં કામ કરવું ગુલાબને આવશ્યક લાગ્યું અને છોકરાંની વ્યવસ્થા જોવી એ પોતાનું કર્તવ્ય છે એમ સમજી તેણે તે દિશા તરફ મન ફેરવ્યું. કહેવાની ભાગ્યે જરૂર છે કે બાળશિક્ષણના કામમાં સીતાએ કરેલી શરૂઆતને લીધે ગુલાબને પૂર્ણપણે યશ મળ્યો; અને કાશી વગેરે આદર્શરૂપ નીવડયાં.

સમાપ્ત.

